# મધુબિન્દુ

એટલે

## બાળકો માટે કાવ્ય સંગ્રહ.

તૈયાર કરનાર,


હિમ્મતલાલ ગણેશજી અંજારિયા,

એમ. એ., એલએલ. બી.





પ્રગટ કરનાર,

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કમ્પની-મુંબઇ.

સંવત ૧૯૭૮ ઈસ્વી સન ૧૯૨૨

બીજી આવૃત્તિ




કીંમત રૂ. ૧-૦-૦

# મધુબિન્દુ

એટલે

## બાળકો માટે કાવ્ય સંગ્રહ.

તૈયાર કરનાર,

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા,
એમ. એ., એલએલ. બી.

પ્રગટ કરનાર,

મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કમ્પની—મુંબઈ.

સંવત ૧૯૭૭ ઇસ્વી સન ૧૯૨૧

બીજી આવૃત્તિ.



કીમ્મત રૂ. ૧-૦-૦

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



ચાર આના જેટલી જૂજ કિમ્મતની ચોપડીની બે હજાર નકલ વેચાતાં છ વર્ષ થાય એ ગુજરાતને માટે બહુ સંતોષકારક સ્થિતિ ન કહેવાય. હમણાં તો કાગળના ભાવ અને બીજી મુશ્કેલીને લીધે કિમ્મત બહુ ઓછી રાખી શકાય તેવું રહ્યું નથી, તો પણ આવી ચોપડી માટે માગણી છે તેથી ફરી છાપવાનું યોગ્ય ધાર્યું છે.

બાળકો માટે ઘટતા ભાવવાળાં અને બધી રીતે યોગ્ય કહેવાય તેવાં કાવ્યો હળવે હળવે વધતાં જાય છે એ ખુશી થવા જેવું છે. બાળકો માટે એકાદ બે માસિકો નવાં શરૂ થયાં છે તે દ્વારા પણ કાંઇક ઇષ્ટ પ્રવૃત્તિ થશે એવી આશા છે.

જુન ૧૯૨૧. હિ. ગ. અંજારિયા.



# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

:o:

ગુજરાતી ભાષામાં બાળકો માટે કાવ્યસાહિત્ય ઘણું થોડું છે, અને જે થોડું છે, તે પણ છુટક છુટક હોવાથી એકદમ ઉપયોગમાં લઈ શકાય એવું નથી. પ્રકાશમાં આવેલાં, અને કોઇ કોઇ નહિ પણ આવેલાં, એવાં નાનાં નાનાં કાવ્યોનો આ સંગ્રહ, તેવું સાહિત્ય સુલભ થાય એવા મુખ્ય ઉદ્દેશથી તૈયાર કરવામાં આવ્યો છે. બીજો એક ગૌણ ઉદ્દેશ પણ છે, અને તે એ કે કેટલીક વખત અમુક બાબત પર ધ્યાન ખેંચવા માટે પણ આવા સંગ્રહ ઉપયોગી થઇ પડે છે. ' દેશ ભક્તિનાં કાવ્યો ' જ્યારે પહેલાં એકઠાં કરવામાં આવ્યાં ત્યારે મહા મુશ્કેલીએ પંદર વીશ કાવ્યો હાથ લાગ્યાં હતાં. પરંતુ તે નાનો સંગ્રહ બહાર પડયા પછી થોડાજ વખતમાં તેવાં કાવ્યોનાં લખાણ વધવા લાગ્યાં, અને આજે તેવો સંગ્રહ એકત્ર કરનાર સો દોઢસો કાવ્યો મેળવી શકે એવી સ્થિતિ થઇ ગઇ. આ સંગ્રહ તૈયાર કરવામાં એવી પણ ઉંડી ઉંડી, પણ બહુજ ઉત્કટ, આશા રહે છે કે આવાં કાવ્યો–બાળકો માટેનાં લખાણ–અનેકગણાં વધે!

બાળકો માટે લખાયેલાં કાવ્યો કેટલીક વખત બાળકોની નિર્દોષ વૃત્તિ, તેમની પવિત્રતા, તેમનો આનંદી અને આનંદદાયી સ્વભાવ વગેરે વિષયનાંજ માલમ પડે છે, તો કોઈ વખત ઉપદેશ, ઉચ્ચ આશય, પરોપકારી અભિલાષા વગેરેથી ભરેલાં જોવામાં આવે છે. નાની ટુંકી વાર્તા, રસભર્યાં સરળ વર્ણન, આનંદના

પ્રસંગોના સહેલા ઉલ્લેખ, અને જ્ઞાનસમૃદ્ધિમાં વધારો કરે તેવા પ્રયાસો નથી થયા એમ નથી; પરંતુ થયા છે તે બહુજ અલ્પ છે–તેવા પ્રયાસો અનેકગણા વધારે, અનન્ત વૈવિધ્યવાળા, અને જૂદા જૂદા લક્ષ્ય અને ઉદ્દેશ ધરાવનારા થાય એ બહુ ઇચ્છવા જેવું છે.

બાળકો માટે લખાયેલાં કે તેમને આનંદ પડે તેવાં–લખાણોમાંથી જેટલાં જોવામાં આવ્યાં, અને જે લેખકોની તે તે લખાણો છપાવવાની પરવાનગી મળી શકી, તેવાંમાંથી ચુંટણી કરી સંગ્રહ તૈયાર થયો છે. જે જે લેખકોએ અને અન્ય અધિકૃત પુરૂષોએ કાવ્યોનો ઉપયોગ કરવા પરવાનગી આપી છે, તેમનો આભાર માનવાની ફરજ અદા કરતાં મને આનંદ થાય છે. કવિશ્રી દલપતરામનાં દલપતકાવ્ય માંહેનાં અને બીજાં કાવ્યો માટે ધી ગુજરાતી વર્નાક્યુલર સોસાયટીએ કૃપા કરી પરવાનગી આપી છે, અને તેથી તે સંસ્થાનો પણ આભારી થયો છું.

મારા મિત્ર રા. રણજીતરામ, રા. મૂળજી દુર્લભજી વેદ તથા સુજ્ઞાત સાક્ષર શ્રી નરસિંહરાવઃ એ ગૃહસ્થોએ પણ એવી મદદ આપી છે કે તેની સોપકાર નોંધ ન લઉં તો કૃતઘ્ની કહેવાઉં.

આ સંગ્રહ સાથે એક નાનો પ્રસ્તાવ–લેખ આપવા હિંમત ધરી છે. તે લેખ બાળકો માટે નથી, પણ બાળકોના લાભ માટે તો છે જ. શિક્ષકો અને માતાઓ માટે થોડીક ચર્ચા ઉપસ્થિત કરી છે. બાળકોના હાથમાં મૂકવાનું પુસ્તક શિક્ષકોએ અને માતાઓએ અવશ્ય જોઇ જવું જોઇએ જ, અને તે પ્રમાણે

જોવા જતાં આ લેખ પર પણ દ્રષ્ટિ નાખી અંદરની ચર્ચા લક્ષમાં લેશે એવી આશાથી તે લેખ જોડવામાં આવ્યો છે. તે લેખમાં ત્રણ બાબતનો ઉલ્લેખ છે. પ્રાથમિક શાળાઓમાં નીચેના ધોરણોમાં 'ગીત' શીખવવાનું ઘણા વખતથી શરૂ થયું છે-તે નવીન વધારો શા માટે કરાયો છે, તથા ગીત કેવી રીતે શીખવવાં એ બંને બાબત બાળકોના શિક્ષકોને અને માતાઓને કામની છે, એટલે તે બે વિષે, તથા બાળકો માટેનાં ગીત કેવાં હોવાં જોઇએ એ વિષે જરા સૂચક વૃત્તિથી લખવામાં આવ્યું છે. આશા છે કે એ ચર્ચા શિક્ષકો, માતાઓ, અને દેશનાં સાહિત્યમાં અને દેશની કેળવણીમાં રસ લેનારા બીજા ગૃહસ્થો ઉપાડી લેશે અને પરિણામે બાળકોની કેળવણી, અને બાળકો માટેનું સાહિત્ય વૃદ્ધિ પામતું જશે.

સાન્તાક્રુઝ
મે ૧૯૧૫

હિંમતલાલ ગણેશજી અંજારિયા.

# પ્રસ્તાવ લેખ.

——:૦:——

મનુષ્યના જન્મ સાથેજ ગાયન–ગીત–સ્વરની મધુર મિ-લાવટની કળા–નો જન્મ થયેલો છે; મનુષ્ય માત્રને સંગીત પ્રિય હોય છે, આનંદ આપે છે, આકર્ષે છે, અને સારા સારા ભાવોથી ભરી હૃદયને ઉન્નત બનાવે છે. આ હકીકત સૌના જાણવામાં હતી જ; તોપણ કેળવણી અને શિક્ષણમાં તે હકીકતનો લાભ ઘણોજ મોડો લેવાયો છે. સંગીતની મોહક અસર નાનાં બાળકો પર પણ થાય છે- એ તો જાણવામાં હતું જ–નાનાં બાળકોને ઉંઘાડવાને હાલરડાં ગાવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી ચાલુ છે. સંગીતનું શ્રવણ અણસમજુ બાળકને પણ શાન્ત બનાવી શકે છે. એથી એટલું તો સિદ્ધ થઈ શકશે કે ગાયન સાંભળી તેમાં વિલીન થવાની વૃત્તિ મનુષ્યને જન્મ સાથેજ મળી છે.

ગાયન સાંભળવાનીજ નહિં, પણ ગાયન કરવાની વૃત્તિ પણ કુદ્રતે આપેલી છે તે જાણવું હોય, તો નાના બાળકને તે પોતાની મેળે એકલું એકલું રમતું કે બેઠું હોય ત્યારે નિહા-ળવું. બાળક કાંઇ કાંઈ ગણગણ્યા કરતું હશે. તે ગણગણાટમાં કાંઈક રાગ જેવું–લય જેવું જણાશે. એ વૃત્તિ–પોતાના અવા-જને રાગના રૂપે કાઢવાની એટલે કે સંગીત ઉત્પન્ન કરવાની ગાવાની વૃત્તિ સ્વાભાવિક છે એમ તેની નિરીક્ષા ઉપરથી જાણી શકાશે.

નાનાં બાળકો જે ગણુગણાટ કરે છે તે શા હેતુથી હશે એ વિચારવા જેવું છે. કંઇક રમત કરતું હોય, અથવા એકલું એકલું બેઠું હોય, ત્યારે ગણુગણાટમાં મસ્ત થએલ બાળકને બધાએ ઘણી વાર જોયું હશે. પરંતુ તે વખતે તે બાળકના મગજમાં શી શી વિચારઘટના થતી હશે એ કોણ કહી શકે?

તે વિચારઘટના જાણવાના પ્રયાસ કરનારાઓએ સ્વાભાવિક ગીત–મોહને સમજી, બાળકોનો સ્વભાવ પારખી કાઢી, તે સ્વભાવને કેળવણીમાં કેમ ઉપયોગી બનાવવો એ બાબતનો વિચાર કર્યો. તેઓએ જોયું કે રમતાં રમતાં બાળકો ગણુગણાટ કરે છે એ તેમની સ્વાભાવિક વૃત્તિનો લાભ લઇ તે ગણુગણાટ શબ્દરૂપ કરી દેવાય, તો તે રાગડો સાર્થક બને. વળી ગણુગણાટને સ્થાને જે શબ્દો વાપરવામાં આવે તે શબ્દો બાળકની રમત સાથે જોડી દેવાય, તો રમત, ગણુગણાટ અને શબ્દો એ ત્રણેની એકતા સાધી શકાય. એ પ્રમાણે કરવામાં બાળકની રમત, ભાષા ને ગણુગણાટ ત્રણે ચાલુ રાખી, બાળકના આનંદને વાંધો ન આવે, બાળકની સ્વતંત્રતા ખુંચવી ન લેવાય અને બાળકની સ્વાભાવિક પ્રેરણાને પૂરતું ક્ષેત્ર આપી શકાય એવો રસ્તો નીકળી શકે. એ વિચારને પરિણામે કિન્ડરગાર્ટન બક્ષીસો સાથે ગીતને જોડી દેવામાં આવ્યાં.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં ગીતે પ્રવેશ કર્યો, અને તે પદ્ધતિની સાથે ગીતો આ તરફ પણ દાખલ થયાં. પરંતુ સદ્‌ભાગ્યે, આપણા તરફ ગીતોએ જરા વધારે સારૂં ક્ષેત્ર મેળવ્યું. કિન્ડરગાર્ટનનું રહસ્ય તો જેટલું સમજાયું હોય તેટલું ખરૂં, પણ તેની ગીત

શીખવવાની નવીનતા તો સારી રીતે સમજાઇ અને સ્વીકારાઈ. માત્ર રમત અને પદાર્થ સાથે જ ગીતનો સંબંધ મર્યાદિત ન રાખતાં, સારા ભાવનાં અને સારાં કવિત્વવાળાં ગીતો બાળપોથીમાં પણ દાખલ થયાં, અને નાનપણમાં મોઢે કરેલી કવિતા મોટી ઉમરે આનંદ આપનારી નીવડે એવો ઉદ્દેશ ધ્યાનમાં રખાયો. શબ્દો સહેલા ને ભાવ સરળ હોય, છતાં, બાળકો પૂરેપૂરાં ન સમજી શકે એવાં પણ ગીતો બાળકોને ભવિષ્યના આનંદ માટે સારા ભંડાર રૂપ બની રહે છે. અને તેથી 'મા મને ચાંદલીયો વહાલો' અને 'ગણ્યા ગણાય નહિ' જેવાં ગીતો બાળપોથીમાં સ્થાન પામ્યાં છે એ ખરેખર બહુ ઇષ્ટ થયું છે.

વળી, પોતાના મનોભાવ બીજાને જણાવવા માટે પ્રભુએ જે જે રસ્તાઓ મનુષ્યને આપેલા છે તેમાંનો એક સંગીત પણ છે એમ સ્વીકારાય છે. ભાષાથી બોલીને અગર લખીને, અંગચેષ્ટાથી, તથા ચિત્ર કાઢીને, હૃદયના ભાવ બતાવી શકાય છે, તેમજ ગીત–રાગ–ગાયનથી પણ બતાવી શકાય છે. પડદા પાછળ રહી કરૂણ સ્વરે કોઈ વિલાપના સુર કરતું હશે, તો આપણે જાણી શકીશું કે તે સુર કરનારનું હૃદય દુઃખ શોક કે તેવા ગંભીર ભાવથી ભરેલું છે. તેથી ઉલટું જો આનંદના પ્રસંગનાં ગાણાં થતાં હશે તો, ગાયનના શબ્દ સમજ્યા સિવાય પણ માત્ર ગીતના અમુક જાતના સ્વરોથી જ આપણે તે વખતના ભાવ જાણી શકીશું. આમ, ગીત –સંગીત–પણ હૃદયના ભાવોને દર્શાવવા માટે એક ઇશ્વરદત્ત રસ્તો છે એમ જાણી શકાય છે, અને તેથી બાળકોની કેળવણીમાં ગીત દાખલ કરવામાં આ વિચાર પણ કરવામાં આવ્યો હોય એવો સંભવ છે.

સંગીતની મજા, તેથી મનુષ્ય માત્રને થતો આનંદ, તેના તરફનો માણસ જાતનો જ નહિં, પણ ઘણાં ખરાં પ્રાણીઓનો પણ જોવામાં આવતો મોહ, અને જગતનાં સુખમાં તેનાં સેવનથી થતો વધારો; આ બધાનો વિચાર કરવામાં આવે, તો જાણી શકાશે કે સુખસંવર્ધનનાં સાધનોમાં સંગીત એક સારૂં સાધન બની રહે છે. પરંતુ તે ઉપરાંત એટલે કે સુખ સંવર્ધનના સાધન હોવા ઉપરાંત, સંગીત શિક્ષણ કેળવણીનાં સાધન તરીકે પણ ઉપયોગી થાય છે, એ જાણવાથી અભ્યાસ ક્રમમાં તેને દાખલ કર્યાની સાર્થકતા જોઈ શકાય છે. સ્વરનો સળંગ ચાલુ રહેતો પ્રવાહ, સ્વરના અસ્ખલિત અને અપ્રતિહત પ્રવાહથી બંધાતો મીઠો લય, તેમાં સહચાર ભોગવતો તાલ, અને તે લય, તે તાલ, અને સ્વરોની મીઠાશ: આ બધાંથી એક ઉત્તમ જાતનો સંવાદ બની રહે છે; તે સંવાદની લિજ્જતમાં આડકતરી રીતે કેળવણીને પ્રવેશ મળી જાય છે. સંવાદનો ભંગ જાણી શકાય અને તેવા ભંગ અટકાવી શકાય તો બે સારાં તત્ત્વોનું જ્ઞાન આપોઆપ મળી જાય છે—એક તો સરખા મેળનું ભાન, અને બીજું તે તૂટે તો કયાં તૂટયો તે જાણી, તે તૂટ દૂર કરવાનું જ્ઞાન. આ બે તત્ત્વોની કેળવણી મનુષ્યની સમગ્ર કેળવણીમાં બહુ ઉપયોગી મદદ કરે છે અને તેથી સંગીત કેળવણીનાં કાર્યમાં પણ બહુ હિતકર થાય છે.

ગીત શા માટે દાખલ કર્યાં છે તેનો ઉત્તર ઉપર સૂચવેલી ત્રણ બાબતોથી મળી જશે એવી આશા છે; ૧ ગાવાની વૃત્તિ સ્વાભાવિક છે, ગીત મોહ પણ તેવોજ સ્વાભાવિક છે, ૨ હૃદયના

ભાવ બીજાને દર્શાવવાના જે જે રસ્તાઓ છે તેમાંનો સંગીત એ પણ એક રસ્તો છે, અને ૩ સંગીતમાં બની રહેતા તાલ, લય, અને સ્વરોના સંવાદની પિછાન, તેને કાયમ વહેતો રાખવાનું જ્ઞાન, મનુષ્યની કેળવણીમાં સારી મદદ કરે છે. આ ત્રણ બાબતોના સ્વીકાર સાથે ગીતો અભ્યાસક્રમમાં પ્રવેશ પામ્યાં, અને સદ્‌ભાગ્યે તેના લાભ સ્વીકારવામાં કોઈ પણ જાતના 'જુના વિચાર' નડતર રૂપ ન થયા.

અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવેલાં ગીતો ઘણુંકરી ત્રણ પ્રકારનાં માલમ પડે છે. ૧ પદાર્થનાં ગીત, ૨ રમતનાં ગીત, ૩ સહેલાં પણ સાહિત્ય ગૌરવથી ભરેલાં, પદાર્થ કે અમુક ભાવ સાથે સંબંધ ધરાવતાં ખરાં, પણ જે મુખ્યત્વે કરીને સુંદર ભાવ અને સુંદર શબ્દોમાં સરળ શૈલીથી બચ્ચાંઓને વાણી–અલંકાર તરીકેજ શીખવવાનાં હોય તેવાં ગીતો.

બાળકોને જે પદાર્થની માહેતી આપવાની હોય છે તે પદાર્થની સમજ આપ્યા પછી, અપાયેલું જ્ઞાન સરળતાથી યાદ રાખી શકાય માટે, તે પદાર્થ વિષે તૈયાર કરવામાં આવેલું ગીત તેમને કંઠે કરાવાય છે. બાળપોથીમાંનું ગાય વિષેનું ગીત આ પ્રતિનું છે. રંગનું, સ્વાદનું, મસાલાનું વગેરે પદાર્થોનાં ગીતો પહેલાં શીખવાતાં હતાં, અને હજુ કોઈ કોઈ કયાંક કયાંક શીખવાતાં હશે. આવાં ગીતો શીખવવાની શરૂઆત કર્યા પહેલાં પદાર્થનાં પ્રત્યક્ષ દર્શનથી બાળકોને યથાયોગ્ય જ્ઞાન આપવું જોઈએ. તે જ્ઞાન બાળકોને બરાબર મળ્યું એવી ખાતરી

થાય ત્યાર પછીજ ગીત આપવામાં આવે તો બાળકોને ગીત શીખવામાં આનંદ થશે.

આવાં ગીતો ઘણી વાર અંગચેષ્ટા સાથે પણ શીખવવામાં આવે છે. પરંતુ તેમ કરવામાં ખાસ ધ્યાન રાખવું ઘટે છે કે છોકરાઓ જે જે ચેષ્ટા કરે છે તે તેઓ સમજે છે—અને જે પ્રાણીનું ગીત ગાતાં હોય તેની ચેષ્ટાનું તેઓ અનુકરણ કરે છે એવું તેમને ભાન છે.

પદાર્થોનું જ્ઞાન કેમ આપવું એ તો 'પદાર્થપાઠ કેમ શીખવવા' એ વિષયને લગતું કહેવાય એટલે આંહિં વિષયાન્તર નહિં કરીએ. પણ એટલું તો કહેવુંજ જોઇશે કે જે પદાર્થનું ગીત શીખવવાનું હોય, તે પદાર્થ વિષે બાળકોને સાચું પૂરૂં અને પ્રત્યક્ષ જ્ઞાન છે એટલું તો નક્કીજ કરવું જોઈએ. તે પદાર્થની વાત વારંવાર થયા કરેલી હોવી જોઈએ, એટલી બધી વાર તેની વાત થઈ જવી જોઈએ કે છોકરાંને તેની સઘળી હકીકત આપોઆપ યાદ રહી ગઈ હોય. આવું થાય ત્યાર પછીજ જો પદાર્થનું ગીત અપાય, તો તે પદાર્થનાં ગીત તરીકે સ્વીકારાય. અલબત્ત, પહેલાં ગીત મોઢે કરાવ્યા પછી પદાર્થનું જ્ઞાન આપવાનું ધોરણ પણ રાખી શકાય ખરૂં. નાનાં બાળકોને શું પહેલું અને શું પછી શીખવવું એ તો શિક્ષકે પોતે પોતાની ઈચ્છા, પોતાની શક્તિ, પોતાનાં છોકરાંઓનું સામાન્ય જ્ઞાન, અને પોતે ઉપયોગમાં લેવા ધારતા હોય તે પદ્ધતિઃ એ બધાપરથી નક્કી કરવાનું છે. પરંતુ આ નિશ્ચય જે શિક્ષકો પોતાને કરવાનાં કાર્યનું મહત્ત્વ અને કાર્યનો ઉદ્દેશ

સમજતા હશે તેજ કરી શકશે. તેવી સમજણવાળા શિક્ષકોને અમુક સાંકડા નિયમોથી બાંધી લેવામાં લાભ નથી. પરંતુ જેઓ આવી સમજ ધરાવતા ન હોય તેમણે તે અમુક નક્કી કરેલે ધોરણેજ વર્ત્તન કરવાનું ધ્યાનમાં રાખવું જોઈશે. પદાર્થનાં ગીતો પહેલાં મોઢે કરાવવાં હોય તો તેમ પણ બની શકે– પણ તેવું કરવાથી તે ગીતો આંહિ પાડેલા પ્રકાર પ્રમાણે ત્રીજા પ્રકારનાં ગીતો તરીકે ગણવાં જોઈએ. એટલે તે સંબંધે આગળ ઉપર કહેવામાં આવશે.

બીજો પ્રકાર રમતનાં ગીતોનો છે. બાળપોથીમાં 'ચાલો ઉઠોને' એ ગીત મિશ્રપ્રતિનું છે. પદાર્થનું જ્ઞાન આપનારૂં છે, તેમજ રમતનું પણ છે. જે ગીતો રમત કરતાં ગાવાનાં હોય તેને રમતનાં ગીત એમ કહેવાનું રાખ્યું છે. આવાં ગીતોમાં ઘણે ભાગે કિન્ડરગાર્ટન બક્ષીસનાં ગીતોનો સમાવેશ થાય છે.

આવાં ગીતો શીખવવાનો જે ક્રમ રાખવામાં આવે છે તે યોગ્ય જણાતો નથી. છોકરાંઓને પહેલાં તે ગીતો મોઢે કરાવાય છે. ગોખાવી ગોખાવી ગીતો તૈયાર કરાવ્યા પછી કિન્ડરગાર્ટન બક્ષિસ શીખવાય છે. આ ક્રમ યોગ્ય નથી. કિન્ડરગાર્ટન બક્ષિસથી જ્યારે જ્યારે છોકરાંઓ રમત કરે ત્યારે ત્યારે શિક્ષકે ગીત પોતે બોલી છોકરાંઓને બોલાવતાં જવાં જોઈએ. પહેલાં ગીત અને પછી રમત, કે પહેલાં રમત અને પછી ગીત એમ નહિ પણ રમત ચાલતી હોય તેજ વખતે જે ગીત તે રમતનું વર્ણન કરતું હોય તે થવું જોઈએ. હમેશાં રમત ચાલુ કરવી, અને ગીત પણ ચાલુ કરવાં. ગીત

મોઢે કરાવવા માટે ખાસ પ્રયાસ કરવાનાજ નથી. તે ગીતો યાદદાસ્તને કેળવવા માટે નથી, તે ગીતો તો જ્યારે છોકરાંઓ રમત કરતાં હોય ત્યારે મુંગાં મુંગાં બેસી રહેવાને બદલે પોતાનાં કામ સાથે ગણગણાટ જોડી દે તેટલા માટે છે. એટલે ગીત એકલાં–સ્વતંત્ર–ગોખાવવાં નજ જોઈએ. જ્યારે જ્યારે રમત થતી હોય ત્યારે ત્યારે તે ગીત બોલવું, બોલાવવું. વારંવારના મહાવરાથી ગીત મોઢે થઇ જાય ત્યાંસુધી શિક્ષકે પોતે સામેલ થઇ એ ક્રમ ચાલુ રાખવો અને જ્યારે છોકરાંને કે છોકરાંમાંથી થોડાંને તે મોઢે ચડી જાય, ત્યારેજ છોકરાંને પોતાની મેળે બોલવા દેવાં. આમ વારંવારના પુનરાવર્ત્તનથીજ આ ગીતો મોઢે કરાવવાનાં છે. તેવાં ગીતોથી બાળકોની સ્મરણ શક્તિને પરાણે લાદવાની નથી–પરાણે મોઢે કરાવવાથી તો મગજને વૃથા બોજો વહેવો પડે છે. બાળકોનાં શિક્ષણમાં તે ગેરલાભથી બહુજ ચેતતા રહેવાનું છે. માટે આવાં ગીતો ખાસ પ્રયાસ વગર, મગજને જરા પણ તસ્દી પડ્યા વગર, વારંવારના મહાવરાથી, મોઢે કરાવવાં જોઈએ. તેમ થાય તોજ તેનો લાભ છે.

ત્રીજા પ્રકારનાં ગીત જેવાંને પણ બાળપોથીમાં સ્થાન મળ્યું છે, જે છોકરાંને શીખવવાથી, છોકરાંઓને ભવિષ્યના આનંદ માટે સારૂં ભાથું બંધાવી શકાય તેવાં છે, તે ગીતોના સંપૂર્ણ અર્થ સમજાવવાની જરૂર નથી–'મા મને ચાંદલીયો વહાલો' 'ગણ્યા ગણાય નહિ' નાં જેવાં ગીતોનો શબ્દાર્થ પણ છોકરાં પૂરે પૂરો કદાચ સમજી ન શકે, ભાવાર્થની કદર તો

ભાગ્યેજ કરી શકે; છતાં તેવાં ગીતો બાળકોની વાણીના શૃંગાર રૂપે છે. નાનાં હશે ત્યાં સુધી વાચાના અલંકાર રૂપે રહેશે અને સમજણાં થશે ત્યારે આનંદના ભંડાર તરીકે સ્વીકારી જીવનને રસિક બનાવવા તે ભંડારમાંથી સારો ઉપાડ કરી શકશે.

આવાં ગીતોમાં ખાસ એ જોવાનું છે કે તે ખરેખરાં કાવ્ય છે કે કેમ. માત્ર શબ્દની છંદમય મીલાવટથી કોઈ ગીત કાવ્ય બની જતું નથી. સારો ભાવ–સહેલા, સરળ શબ્દો, અને બાળકોએ જોએલા હોય તેવા કાંઈ પદાર્થો કે તેવા બનાવો સાથે સંબંધ: આટલું હોવા સાથે ખરૂં કવિત્વ હોય તોજ એવાં ગીતો આદરણીય ગણવાં જોઇએ.

આવાં ગીતો શીખવવાનો ક્રમ બીજાં ગીતોથી જુદી રીતનો રહેશે. તેવાં ગીતો તો શિક્ષકે પોતાથી બને તેવી સારી રીતે અનેક વાર વર્ગ સમક્ષ ગાઈ, વર્ગને તેના રાહથી, તેના લયથી પરિચિત કરવો જોઇએ. સાધારણ પરિચય થયો એવું લાગે, ત્યારે એકાદ લીટી લઈ, તે છોકરાંઓને મોઢે કરાવવી. આ પ્રમાણે એક પછી એક લીટી, અગર તો કડી, સગવડ પ્રમાણે લઈ લઈ મોઢે કરાવતાં જવું, અને જેટલો ભાગ મોઢે થતો જાય તેટલો ભાગ સારી રીતે ચાલી શકે એટલી કાળજી રાખવી.

આ શીખવવાની પદ્ધતિ થઈ. પરંતુ તે પદ્ધતિ શરૂ કરતાં પહેલાં પણ બે બાબત પર ખાસ લક્ષ આપવું જોઇએ. એક ઉચ્ચાર અને બીજી અવાજ. ગીતમાં જે જે નવા ઉચ્ચાર આવતા હોય તે તે પહેલાં શીખવવા જોઇએ, ઉચ્ચારમાં ઘણીવાર બહુ

બેદરકારી રાખવામાં આવે છે. ‘છોકરાંઓ છે’ ‘નાનાં છે’ ‘અમુક ટેવોથી ભરેલાં છે’ ‘તેના દેશની બોલી એવી છે’ વગેરે ઘણા ખુલાસાઓ ઉપર આધાર રાખવામાં આવે છે. તે ખુલાસા માત્ર શિક્ષકની બેદરકારીજ શોધી કાઢે છે. તે બધાના જવાબમાં એટલુંજ કહેવાનું કે “હા, એ બધા જવાબ ખરા છે, પણ તેવાં છે તેને શીખવવું છે, સુધારવાં છે, ભણાવવાં છે. માટે તે બધી સ્થિતિ ધ્યાનમાં લઇને પણ શિક્ષકે તો કાળજીપૂર્વક મહેનત કરવી ઘટે છે.” માત્ર એકજ ખુલાસો સ્વીકારવો પડે ખરો. જો કોઈ છોકરાંમાં કુદરતીજ અપૂર્ણતા હોય તો તેનો ઉપાય થઈ શકતો નથી. તે અપૂર્ણતા દૂર કરવા મહાવરાની અને કડાકુટની તો જરૂર છેજ. તોપણ એવું બને છે કે, કોઈ કોઈ કિસ્સામાં માણસ નિરૂપાય હોય છે. પણ આવું કાંઈ બધા કિસ્સામાં નથી હોતું. આ લખનારના અનુભવની ઘણી વાતોમાંથી એકજ આપવાથી બસ થશે. બાળપોથીની ઇશ્વર સ્તુતિમાં બધાં છોકરાં ‘ઇશવર’ ઉચ્ચાર કરતાં હતાં. શિક્ષકને પૂછતાં તો ઉપર ટાંકયા છે તેવાજ ખુલાસા આવવા લાગ્યા–તેજ ક્ષણે શિક્ષકની રૂબરૂ ‘ઈશ્વર’ બોલાવી જોવાથી, શિક્ષકના જોવામાં આવ્યું કે એકે એક છોકરૂં ઇશ્વર શુદ્ધ રીતે બોલી શકતું હતું. માત્ર ટેવને લીધે ગાવામાં ‘ઈશિવર’ કરી દેતું હતું. પછી ગાવામાં પણ શી સંભાળ રખાવવી એ બતાવવામાં આવ્યું, એટલે તે ભૂલ નાબુદ થઈ. માત્ર જરાક દરકાર, ભૂલ નજ રહેવી જોઇએ તેવી ખંત, શુદ્ધિ માટે આગ્રહ, છોકરાંની શક્તિમાં વિશ્વાસ અને મહેનત કરવાની તત્પરતા, એટલું હોય તો ઉચ્ચારના દોષ નિર્મૂળ કર-

વામાં કશો વાંધો આવતો નથી. એક વાર અશુદ્ધ ઉચ્ચાર ચલાવ્યો તો તે દૃઢ થઈ જશે, અને બગડેલને સુધારવામાં બહુ મુશ્કેલી પડશે. માટે ગીતના શીખવનારે શરૂઆતથીજ શુદ્ધિ અને સ્પષ્ટતા માટે કાળજીવાળા રહેવું. પ્રારંભની થોડી કાળજી આખા વિષયના સફળ શિક્ષણમાં બહુ મદદ રૂપ બનશે.

જેમ ઉચ્ચાર વિષે પ્રારંભમાંજ કાળજી રાખવાની જરૂર છે તેમજ અવાજ વિષે પણ તેટલીજ, બલ્કે તેથી પણ વધારે કાળજી જરૂરની છે. છોકરાંઓ ગાતી વખત એવો કર્કશ અને કૃત્રિમ ઘાંટો કાઢે છે કે તે સાંભળતાં આપણા કાનને આઘાત થાય છે. છોકરાં વાતચીત કરવામાં સાદાં, અમુક જાતના સીધા અવાજ કાઢે છે. તેનાં તે છોકરાં ગાવા લાગે છે ત્યારે કાંઈક વિચિત્ર જાતના પહોળા અને ખોખરા અવાજ કાઢવા મંડી જાય છે. આ બાબત પર પણ જો પહેલેથી ધ્યાન રાખવામાં આવે તો ખરેખર સારો સુધારો થઈ શકે ખરો.

અવાજની સાથેજ ઘોંઘાટનો પણ સમાવેશ કરવો જોઇએ. ગીત આનંદ માટે છે, મધુરતાના આસ્વાદ માટે છે, સુંદરતાના જ્ઞાન માટે છે; પરંતુ આપણી નિશાળોમાં–તેમાં ખાસ છોકરાની નિશાળોમાં–જોયું હોય તો, ગીત ગાવાં એટલે મોટા મોટા બરાડા પાડી, ઘોંઘાટ અને બુમાટ મચાવી મૂકવો એવોજ અર્થ સમજાતો જણાશે. આથી સાંભળનારને શાન્તિને બદલે કલેશ થાય છે, આનંદને બદલે કંટાળો મળે છે. તેવું પરિણામ કોઈ પણ રીતે ઇષ્ટ ન ગણાય એ શિક્ષક માત્રે સમજવા જેવું છે.

વર્ગને કેમ શીખવવું એ જરા બતાવી આ વિષય સમાપ્ત કરીશું. એકાદ બે છોકરાંને શીખવવું હોય ત્યારે તો તે છોકરાંની કુદરતી શકિત પરજ આધાર રાખવો પડે છે, પરંતુ એક વર્ગને શીખવવું હોય ત્યારે શીખવનારને વિજય મળવાના સંભવ વધારે રહે છે. વીશ પચીશના વર્ગમાંથી એકાદ બે બહુ સારાં છોકરાં મળી આવે છે. તેવાં સારાં અવાજવાળાં, શુદ્ધ ઉચ્ચારવાળાં, કંઠની મીઠાશવાળાં બે એક છોકરાંને શીખવવાનાં ગીતનો થોડો ભાગ બરાબર તૈયાર કરાવવો. તેઓ તૈયાર થતાં હોય ત્યારે બાકીનો વર્ગ મુંગો મુંગો સાંભળે એવી વ્યવસ્થા કરવી. તે છોકરાંને બરાબર પાકું થાય, એટલે બીજાં બે ચાર છોકરાંને તેમની સાથે ભેળવવાં. એ પ્રમાણે હળવે હળવે ઉમેરો કરવો. નવાં છોકરાંને જુના પ્રમાણેજ તેમની સાથે સાથે બોલવાની સૂચના આપવી. આગળ પાછળ થાય તેવાંને જરા સમજ આપ્યા કરવી. અને એ પ્રમાણે આખો વર્ગ એકજ અવાજે, સુંદર, રીતે આખું ગીત તૈયાર કરે ત્યાંસુધી શ્રમ લેવો; તેમ કરવાથી યથેચ્છ પરિણામ લાવી શકાશે. અને પ્રારંભમાં એકાદ બે ગીતથી બરાબર પદ્ધતિ હાથ આવી જશે, તો પછીનાં ગીતોમાં મહેનત ઓછી પડશે.

ઉપરનું લખાણ શિક્ષકને ઉદ્દેશીનેજ લખ્યું છે, પણ તે બધી રીતે માતાઓને પણ લાગુ પડે છે. માતાઓ પોતાનાં નાનાં બાળકોને શીખવે એવા ધન્ય દિવસ હિંદુસ્થાન–અને ગુજરાતને માટે હજી બહુ દૂર છે એ જાણવામાં છે. છતાં, આ બાબતમાં માતાઓને ભેળવ્યા વિના રહેવાય તેમ નથી. માતાઓએ ખાસ

સમજવાનું છે કે નિશાળે જતું થાય તે પહેલાં છોકરાંને કાંઈક સારાં સારાં ગીતો શીખવવાં એ તેમની ફરજ છે, તેટલી કાળજી રખાશે તો માતાઓ પોતાની સંતતિનાં ભવિષ્યમાં બહુ સારો સુધારો કરી શકશે એ તો દેખીતુંજ છે.

ગીત શિક્ષણના ક્રમમાં શા માટે દાખલ કર્યાં છે તે તથા તે કેમ શીખવવાં એ બે વિષે કહ્યા પછી હવે એકજ બાબત ચર્ચવાની રહે છે, અને તે બાબત બાળકો માટેની કવિતા કેવી હોવી જોઇએ એ છે. તે વિષે આંહિ કરેલી ચર્ચા માત્ર સૂચક રૂપે છે. આશા છે કે તે ચર્ચાને સારી રીતે ઉપાડી લેવા અધિકારી પુરૂષો યથાયોગ્ય કરશે.

બાળકો માટેની કવિતામાં-દરેક કવિતાની પેઠેજ ત્રણ બાબતોનો ખાસ વિચાર કરવો જોઇએ. વસ્તુ, ભાષા અને લય.

બાળકો માટેની કવિતાના વસ્તુમાં ૧ સહેલી નાની વાર્તા ૨ પ્રાણી, પદાર્થ, કે પ્રસંગનાં ટુંકા સરળ વર્ણન. ૩ અને નાનાં બાળકો સમજી શકે તેવા ભાવોનું બાળકો ગ્રહણ કરી શકે તેવું આલેખન; આ ત્રણનો સમાવેશ થાય છે. ગુજરાતી ભાષામાં બાળકોને વાંચવા લાયક-બાળકોનાં વાંચન માટેજ લખાએલું એવું સાહિત્ય હમણાં હમણાંજ જન્મ પામ્યું છે. બાળકોનાં સ્વભાવવર્ણન અને બાળલીલાનાં વર્ણન જુના કવિઓમાં માલમ પડશે; બાળકો માટે ઉચ્ચ આશય ખડા કરનાર બોધ વચનો તથા બાળક તો પ્રભુનાં ફુલડાં છે વગેરેના જેવાં બાળકોનાં જ વર્ણન ગુજરાતનાં નવાં જીવનની શરૂઆત સાથે લખાવાં શરૂ થયાં. પરંતુ બાળકો વાંચી શકે

તેવી સહેલી વાર્તા, કે બાળકો સમજી શકે તેવાં સરળ સુંદર વર્ણન, કે બાળકો ગ્રહણ કરી શકે તેવી રીતનાં બાળકોનાં ભાવનાં આલેખન: આવા વસ્તુનો સ્વીકાર કરીને લખાણ કરવાની અભિલાષા બહુ મોડી જાગી. સદ્‌ભાગ્યે તે અભિલાષાના રણકાર નવીન કવિઓમાં થવા લાગ્યા, અને ખબરદાર, ન્હાનાલાલ અને લલિત એમણે ગુજરાતને કેટલીક કવિતા આપી. ખબરદારની કવિતાઓ તો છપાઈ છે. ન્હાનાલાલની કોઈ કોઈ છપાએલી છે, અને તેઓ પોતે પોતાની કવિતાઓનો જુદો સંગ્રહ છપાવવા ઇરાદો રાખે છે એટલે આ સંગ્રહમાં તેમની કવિતા લેવા પરવાનગી તેઓ આપી શકયા નથી. એટલે તેમની એકે કવિતા આ સંગ્રહમાં દાખલ થઇ શકી નથી. આપણે આશા રાખીશું કે તેમનો તે સંગ્રહ જલદી બહાર પડે, અને બાળકોના કવિતાવાંચનમાં એક કિમતી પુસ્તક વધે. લલિતનાં કાવ્યોમાંથી થોડાં છપાવ્યાં છે, બીજાં પણ છપાશે એવી આશા રહે છે. આ સંગ્રહમાં ઘણાં દાખલ થયેલાં જોવામાં આવશે. હાલના લેખકોમાં ચોથા મી૦ મૂળજી દુર્લભજી વેદ છે. તેમનાં પણ કેટલાંક છપાયાં છે એ ગુજરાતને સુવિદિત છે.

વસ્તુ વિષે વિચાર કરતાં પહેલાં નાની વાર્તાની વાત કરીએ. જૂની વાંચનમાળામાં ‘ માખી બોલી મુખ થકી ’ ઉપરાંત બીજી કોઈ વાર્તા હોય એમ યાદ આવતું નથી. નવી વાંચનમાળામાં ‘ માધવની માબાપની સેવા ’ ‘ પિતાની કુહાડી ’ અને ‘ કરતાં જાળ કરોળિયો ’ એ ત્રણ વાર્તાઓ કવિતામાં છે. આ સંગ્રહમાં પણ તેવી કવિતા સારી સંખ્યામાં માલમ પડશે

નહિ, કારણ તેવી રીતનાં લખાણ બહુ થયાં નથી. હજુ થતાં એ નથી. 'ઘેલી મુસાફર, નં. ૬૬, 'ભિખારી' નં. ૭૯, 'બકરીનું બચ્ચું'' નં. ૩૮, 'ગંગા તીરે સુંદર ગામ' નં. ૮૧, 'ઇટાલી દેશ છે એક' નં. ૮૨, અને 'માખી બોલી' નં. ૮૩ એમ છ!— સો કાવ્યોનાં સંગ્રહમાં માત્ર છ, અને તેમાં પણ નં. ૮૧ તથા નં. ૮૨ એ બે તો ખાસ લખાએલાં હોવાથી ખરેખરાં લખાએલાં તો ચાર જ કાવ્યો છે! વાર્તા નાનાં બાળકોને બહુ પ્રિય હોય છે એ સત્ય બાળકોના સહવાસમાં આવેલા બધાની જાણીતી વાત છે–છતાં પણ બાળકો માટે નાની નાની વાર્તાઓ લખવા તરફ ગુજરાતી લેખકો દોરાયા નથી–દોરાતા નથી, એ બાળકોના કમ ભાગ્યની જ વાત કહીશું.

નાનાં બાળકો માટેની વાર્તા જેમ બને તેમ સહેલી અને ટુંકી હશે, તો બાળકો આનંદથી, રસથી વાંચી શકશે. તેમનામાં મોટી વાર્તા વાંચવા જેટલી સ્થિરતા નથી હોતી, ભાવો અને વર્ણનો સમજવા જેટલી તેઓ શાન્તિ ધારણ નથી કરી શકતાં, બોધનો ઘુંટડો ઉતારવા જેટલી બુદ્ધિ વાપરવા તેઓ તૈયાર નથી હોતાં. વાર્તા લખનારાઓએ આ હકીકત લક્ષમાં લેવા જેવી છે. સીધી, સરળ, ટુંકી, વાર્તા જેમ વધારે લખાશે, તેમ બાળકોનો વાંચનશોખ વધશે, તેઓના આનંદમાં વૃદ્ધિ થશે, તેઓનાં જીવનમાં રસ દાખલ થશે.

વસ્તુમાં બીજી વાત વર્ણનની આવે છે. પ્રાણીનાં પદાર્થનાં કે પ્રસંગનાં વર્ણન–સરળ, સુગમ્ય, સ્પષ્ટ ભાષામાં લખાએલાં હોય તો બાળકો કાવ્યવાંચનનો આનંદ મેળવવાની સાથે જ

વગર મહેનતે પોતાનાં જ્ઞાનમાં પણ વૃદ્ધિ કરી શકે છે. આવાં વર્ણનો સરળ અને સત્ય હોય તેથી જ સંતોષ માની બેસવાનો નથી. વર્ણન ગમે તેટલું વાસ્તવિક હોય તો પણ માત્ર વાસ્તવિકતાથી જ લખાણ કવિતા તરીકે સ્વીકારી શકાય નહિ. દરેક કવિતામાં–કવિતાને ખરી કવિતા બનાવનાર અમુક પ્રવાહ જોઇએ–અમુક તેજ જોઇએ, મન મગજને દ્રવીભૂત કરનાર અને ઇંદ્રિયોને અજબ ચમક આપનાર કોઇ એક એવો ગુણ ખરી કવિતામાં રહેલો છે કે તે ગુણ વિનાના બધા પ્રયાસો ઝાંખા નીરસ, નિર્જીવજ લાગે છે. આ ગુણ વર્ણનાત્મક કવિતામાંજ હોવો જોઇએ એમ નથી. વાર્તાત્મક કવિતામાં પણ–અને દરેક લખાણ જે કવિતા તરીકે સ્વીકારાવવા ઉમેદવારી કરે છે તે દરેકે દરેક લખાણમાં આ ગુણ હોવો જ જોઇએ. જરાક વિષયાન્તર જેવું લાગશે, તો પણ તે દોષ વ્હોરી લઇને આ પ્રસંગે કવિતા કવિતા વચ્ચે શો તફાવત છે, તે એકાદ બે દૃષ્ટાન્તથી બતાવીએ.

આપણે વાર્તા વિષે ઉપર જરા બોલી ગયા છીએ. એટલે પહેલાં તેમાંથી એકાદ દૃષ્ટાન્ત લઇશું. પહેલી ચોપડીમાં માધવની વાર્તા છે. તેમાં છોકરો વિચાર કરે છે કે, 'કાવડ કરીને ફેરવું તો જાએ આ દુઃખ' આમાં લખનારને તો સારો અર્થજ વિવક્ષિત છે. પરંતુ 'આ દુઃખ જાય' એ વાકયનો રૂઢીથી સ્વીકારાયેલો અર્થ કાંઇક જુદો જ છે. જે વાતથી કંટાળી ગયા હોઇએ, અને હવે તો તે દૂર થાય તો સારૂં એવો ભાવ જણાવવો હોય ત્યારે 'આ દુઃખ જાય તો ઠીક' એવું કહેવાય

છે. આવા ભાવવાળા શબ્દો સેવાપરાયણ પુત્રના મુખમાં મૂકવાથી કવિતાના કવિતાપણામાં હાનિ પહોંચે છે. તેવીજ સ્થિતિ બીજી ચોપડીની 'કરતાં જાળ કરોળિયો' અને 'પિતાની કુહાડી' એ બંને વાર્તામાં માલમ પડે છે. આ બંનેમાં તો વાર્તા પણ સ્પષ્ટ અને વિશદ રીતે આલેખાઈ નથી એવું લાગે છે.

કરતાં જાળ કરોળિયો; ભોંય પડી ગભરાય,—
વણ તૂટેલે તાંતણે, ઉપર ચઢવા જાય.

આ બે લીટીઓનો અથ બેસારી શકીએ છીએ એ વાત જૂદી છે, પણ તે બેસારવો પડે છે–સુલભ નથી, સ્પષ્ટ નથી. પહેલી અને બીજી લીટી વચ્ચેનો સંબંધ બાળકો માટે અદૃશ્ય જેવોજ રહે છે. તેમજ 'પિતાની કુહાડી' માં 'રડયો તે ઘડી ત્યાં બહુ ચીસ પાડી' એ વર્ણનમાં કવિત્વ દેખાય છે ખરૂં? સાધારણ રીતે પણ ચીસ પાડી રડયો એમ બોલવું સારૂં લાગશે નહિ. આગળ જતાં 'મને તો ગમે મારી સારી કુહાડી' એ લીટીથી તો ઘણા શિક્ષકો પણ અનર્થ કરાવે છે. મારી કુહાડી સારી હતી માટે મને ગમે છે એવો અર્થ કરાવવાથી કવિતાનો ઉદ્દેશ જ તદ્દન નિષ્ફળ થઈ જાય છે.

આવું પરિણામ આવે છે તેનું કારણ માત્ર એ જ જણાય છે કે, આ કિસ્સાઓમાં કવિતા લખવા માટે લખાઇ છે. લખનાર પર કવિતા દેવીની કૃપા વર્ષી નથી; અને તેથી કવિતામાં અજ્ઞાત રીતે, પણ બહુ જ પ્રકટ રીતે ભરાઈ રહેતો કવિતાનો નૈસર્ગિક અને અનામધેય ગુણ આ લખાણોમાં દેખાતો નથી. પરિણામે

કવિતા ખરી કવિતા નહિ, પણ માત્ર દેખાવે જ કવિતા બની રહે છે.

આવી જ સ્થિતિ વર્ણનોમાં પણ માલમ પડશે. પહેલી ચોપડીમાં મા વિષે કવિતામાં 'ધવડાવે લઇ ખોળામાંય' અને 'પંપાળીને રાજી થાય' એ વાકયોમાં કવિતાને લાયક ભાવ અને કવિતાને લાયક વર્ણન હોય એવું આ લખનારને તો લાગતું નથી. બીજી ચોપડીમાં સવારનું વર્ણન છે, વિષય ઘણો સારો છે, પણ 'ચોર મોઢું કાળું થયું, ખુણા ખાંચા ખોળે' 'ઝાડવેલી ફળને ફૂલ, ધીમે ખીલે નહિ ભૂલ' એવાં વચનોમાં લખાણનું કવિતાપણું વધવાને બદલે ઘણું ઘટી જાય છે. ફળને ફૂલ ધીમે ખીલે એ તો ઠીક છે, પણ 'નહિ ભૂલ' એ શબ્દ તો માત્ર પ્રાસ લાવવાની અગમ બુદ્ધિ ખાતરજ વપરાયા જણાય છે. આમ થવાનું કારણ પણ એ જ કે તેનો લખનાર ખરા કવિત્વના પ્રસાદની પ્રાપ્તિમાં ભાગ્યશાળી નહિ હોય. આખી કવિતા લો, અને જુઓ. તેમાં વર્ણન છે. બહુ જ ખરૂં વર્ણન કરવાની કાળજી રખાઈ છે, પણ વર્ણન પાછળ કવિત્વની ભોં જોઇએ તે જણાતી નથી. વસાણાંની યાદી કરી હોય તેવી આ પણ અમુક પ્રસંગ અને દેખાવની યાદી જ છે. તેમાં કવિતાને જીવન આપનાર પ્રાણ નથી. માત્ર નિર્જીવ પૂતળું છે. કવિતાનો દેહ છે–પણ કવિતાનો આત્મા જણાતો નથી.

વર્ણન—કવિત્વથી ભરેલાં વર્ણનો ગુજરાતીમાં નથી લખાયાં એમ નથી. બાળપોથીમાંના 'મા મને ચાંદલીયો વહાલો' 'અને ગણ્યા ગણાય નહિ' તેમજ 'ઉડું જગે ઉડું વને' કવિતાઓ

દાખલ કરવામાં આવી છે. તેવાં વર્ણનોની સારી સંખ્યા આ સંગ્રહમાં પણ માલમ પડશે. અલબત, ખબરદારની કુકડો નં. ૩૭ અને ન્હાનાલાલની ‘કાળી કોયલ બોલે કુક’ (કેટલાંક કાવ્યો ભા. ૨ જો પા, ૫૫)ના જેવી કવિતાઓ ઘણી નથી, તોપણ તેવી કવિતાઓનો અત્યંતા ભાવ નથી એ ખુશી થવા જેવું છે. વર્ણન વર્ણનમાં કેટલો તફાવત પડે છે એ કુકડો નં. ૩૭ જોવાથી જણાઈ આવશે. ‘સવારમાં વહેલો હું ઉઠી’ એ છોકરાંઓ પાસે વાંચો, વંચાવો અને જુઓ કે તેથી છોકરાંઓને પ્રત્યક્ષ જ્ઞાન થવા સાથે કેટલો આનંદ મળે છે! ‘ચાલો છોકરાં’ વ્હેલાં ઉઠજો, કુકડે કુક કરીશું” એ છેલ્લી લીટીઓ સાથે આડકતરો બોધ મેળવવા સાથે છોકરાંઓ આનંદ મેળવે છે અને હસાહસથી પ્રફુલ્લિત થઈ કેવાં કુકડે કુક કરવા મંડી જાય છે એ તો અનુભવથીજ જાણી શકાય છે.

બાળકોને ઉન્નત આશયોથી પરિચિત બનાવે અને સારા ભાવોની પિછાન આપે તેવી કવિતાઓ પણ થોડી હોવા છતાં મળી આવે છે ખરી. ’ સગુણ એ બ્રહ્મસમાં સાકાર’ નં. ૧૨ તથા ‘અમે તો સદાય રમતા રામ’ નં. ૯૫ ની કવિતાઓ બાળકો કદાચ સમજી નહિં શકે. પરંતુ સરળ શબ્દો, મધુર મિલાવટ, કર્ણપ્રિય લય, અને સહેલા રાગને લીધે બાળકો આનંદથી તે કવિતાઓ મોઢે કરશે, અને મોટા થશે ત્યારે તેના ભાવો સમજતાં તેવાં રત્નોની ખરી કદર કરી, જીવનના આનંદમાં ઘણી વૃદ્ધિ કરી શકશે. તેમજ ‘પરઘમચી’ નં. ૯ ‘રંગીલા ઉમંગી સિપાઈ

નં. ૧૩ આવો ફુલડાં મધુરાં રે નં. ૩૧ વગેરે કવિતાઓ બાળકોના ભાવ વિકાસમાં સારી મદદ કરે તેવી છે એમ કહી શકશે.

આંહિ સંગ્રહમાંની કવિતાઓની કદર કરવાનું સ્થળ નથી એટલે તેવા ઉદ્દેશથી ઉપરનું લખાણ કરવામાં આવ્યું પણ નથી. કેવી જાતના ભાવોનું કેવી રીતનું લખાણ આદરણીય થઈ પડે તે શબ્દોથી કહેવાના કરતાં દૃષ્ટાન્તોથીજ કહેવા માટેજ તે તે કવિતાઓ બતાવવામાં આવી છે. આશા છે કે એ દૃષ્ટિબિન્દુનો યથાયોગ્ય સ્વીકાર થશે, અને અનેક કાવ્યોનો વધારો ગુજરાતી કવિતામાં થવા લાગશે.

કવિતાના વસ્તુ વિષે જેમ ઝીણવટથી વિચાર કરવાની જરૂર છે, તેમજ કવિતાની ભાષા વિષે પણ વિચાર કરવોજ જોઈએ. કવિતાનું કવિતાપણું જેમ વસ્તુની વાસ્તવિકતામાં રહેલું છે, તેમજ ભાષાના સ્વરૂપમાં પણ રહેલું છે. વસ્તુ ગમે તેવું સર્વજ્ઞાત, આકર્ષક અને સૌંદર્યના તત્ત્વોથી ભરેલું હોય, પણ જો તેને અનુકૂળ ભાષામાં મૂકવામાં આવ્યું ન હોય તો વસ્તુની કિંમત ઘટી જશે. એટલુંજ નહિં, પણ તે લેખ કવિતા તરીકે તો નહિ, પણ એક આદરણીય લેખ તરીકે પણ સ્વીકારાશે નહિં, ભાષા અને ભાષાને ગોઠવવાની કળા એ કવિતાના કવિતાપણામાં બહુ મોટો હિસ્સો ભોગવે છે. એકજ વિચાર જુદા જુદા લેખકોએ લખેલો હશે, તોપણ બધાનું લખાણ સરખી રીતે પ્રિય નહિ થાય. જે લેખક ભાષાને વશ કરી તેનાં સુંદરમાં સુંદર, અને પ્રિયમાં પ્રિય સ્વરૂપને મેળવી શકયો હશે, તેનો જ વિચાર તેના જ શબ્દોમાં સર્વ ગ્રાહ્ય થશે, અને

ભાષામાં કહેવત કે સૂત્ર તરીકે સ્વીકારશે. કવિતાનાં સર્વ લખાણ માટે આ સાધારણ છે. બાળકો માટેની કવિતામાં પણ તે દરકાર કરવી જોઈએ. બાળકોનો શબ્દભંડાર બહુ મોટો નહિ હોવાને લીધે ભાષાનો ઉપયોગ બહુ સાવધાનતાથી અને કુશળતાથી થવો જોઇએ. બાળકો માટેનાં કાવ્યોની ભાષા બને તેટલી ઘરગથ્થુ, અને બાળ ભાષણને બને તેટલી અનુસરતી હોવી જોઇએ,—ખાસ સહેલી તો હોવીજ જોઇએ; અને મધુરતાની તો તે ભરેલીજ હોવી જોઇએ. કર્ણકટુ કે કવિતામાં ન શોભે તેવો તો એક પણ શબ્દ તેમાં હોવો ન જોઇએ.

એકાદ જ દૃષ્ટાન્ત આપી આપણે આગળ ચાલીશું. બીજી ચોપડીમાં 'પિતાની કુહાડી' માં 'બન્યો ભાયડો હોય બહાદુર શાણો, એ લીટીમાં ભાયડો શબ્દ કવિતાને લાયકનો કે કવિતામાં શોભે તેવો જણાતો નથી. કોઈ કળાવાન લેખક તેને સફળતાથી વાપરી શકે તો જૂદી વાત, પણ અહિં તો તે નથી બોલતાં સારો લાગતો, કે નથી અર્થમાં કાંઈ બહુ સારી મજા આપતો. તેમ જ 'બહાદુર' જેવો ઉત્તેજક ભાવને પ્રત્યક્ષ કરનારો શબ્દ એવી બેહુંદી રીતે ટુંકો કરવામાં આવ્યો છે અને કવિતામાં એવી અણઘટતી રીતે ગોઠવાયો છે, કે કવિતાના કવિતાપણાનું તેથી નિકંદન જ નીકળી જાય છે.

કેટલાક શબ્દો પોતે નાલાયક ન હોય તોપણ એવી રીતે ગોઠવાય છે કે સારા શબ્દો પણ કિમ્મત વગરના થઈ પડે છે. પહેલી ચોપડીમાં મા વિષેની કવિતામાં 'બોકી દઇને ભીડે

બાથ ' એમાં ' બોકી ' એ શબ્દ કવિતામાં ' અરઘતો ' હોય તો પણ આવે સ્થળે તો સારો લાગતો જ નથી, તેમ જ ' ભીડે બાથ ' એ શબ્દોનો ઉપયોગ પણ ઉપર કહ્યું છે તેમ સાવધાનતાથી કે કુશળતાથી થયો હોય એમ લાગતું નથી.

ભાષામાં જેમ શબ્દોની દરકાર કરવાની છે, તેમ જ શબ્દોના સમુદાયથી નિષ્પન્ન થતા અર્થની પણ કરવાની છે. અલબત, કવિતાના કવિત્વનો આધાર જ આવી અર્થ નિષ્પત્તિ ઉપર છે, એટલે જેટલે દરજ્જે આ બાબતમાં ન્યૂનતા હશે તેટલે દરજ્જે કવિતાના કવિતાપણામાં ન્યૂનતા જ રહેવાની. આ અયોગ્યતા વિષે એક વખત કહેવાયેલું હોવાથી પુનરૂક્તિ કરવાની જરૂર નથી. તોપણ સ્પષ્ટતા ખાતર એક વધારે દાખલો લઇએ. પહેલી ચોપડીમાં ઇશ્વર ભજનના પાઠમાં 'દયા કરી સેવકને આપો, બહુ વિદ્યા સુખ હામ ' એ લીટીમાં હામ શબ્દ માત્ર પ્રાસ ખાતર જ મૂકવો પડયો છે. પણ વિદ્યા સુખ અને હામ એ શબ્દસમુદાય રસ વગરનો નથી ?

શબ્દોના સમુદાયથી નિષ્પન્ન થતા અર્થની દરકાર જેમ જરૂરની છે તેમજ સમુદાયથી બંધાતા લયની દરકાર પણ બહુ કુશળતાની અપેક્ષા રાખે છે. કવિતા જો એ બાબતમાં સફળ નથી, તો પછી કવિતાજ કયાં રહી? છંદ હોય તો તેનો ગણમેળ કે માત્રામેળ અને પદ હોય તો બંધાતો લય એ બહુજ નિર્દોષ તો હોવોજ જોઇએ, પરંતુ નિર્દોષજ હોય તેથી કાંઈ સંતોષ માની બેસવાનું નથી. ' બન્યો ભાયડો હોય બા'દુર શાણો,' એ લીટી ભુજંગીના છંદ મેળ પ્રમાણે તો નિર્દોષજ છે. પણ તે

વાંચતાં ભુજંગીની મજા રહે છે? આવી કઠુતા બીજી કવિતાઓ માટે તો ગમે તેવી ગણાય, પણ બાળકોની કવિતા માટે તો બહુ જ અયોગ્ય ગણાવી જોઇએ. બાળકો માટેનાં લખાણનો લય તો બહુજ સ્વાભાવિક હોવો જોઇએ, અને નીચી નમતી લીલી ઘ્રોવાળી જમીન પર થઇ શરદ ઋતુનો નિર્મળો પ્રવાહ જેમ સરળતાથી મધુરતા સાથે સરી પડે તેમજ–બાળકો માટેનાં લખાણમાં શબ્દોના પ્રવાહથી બંધાતો લય બાળકોની અશિક્ષિત જીભપરથી, સરળતાથી, અનાયાસે, મધુરતા આપતો, સરી પડે તેવો હોવો જોઇએ, અને તેના સમુદાયથી બંધાતો લય પણ સરળ, સુંદર, મધુર હોવો જોઇએ. શબ્દોની મધુરી મીલાવટ માટે લલિતની કોઈ પણ કવિતા લેશો તો એકદમ પ્રત્યક્ષ બોધ થશે. 'વ્હાલ તણા વિનિમયના બળથી, સરળ થાય સંસાર' અગર તો 'સ્વજન સમાં સહુને વ્હાવાં સ્હાવાં સંસાર તણો એ સાર' અગર તો 'વૃક્ષો વેલડીયોવાળાં કુમળાં ફળ ફુલ રસાળાં,' વગેરે લીટીઓની મજા નાનાં બાળકો કેવી ભોગવી શકે છે એ બધાએ અનુભવથીજ જાણવા જેવું છે.

બાળકો માટેની કવિતા વિષે આથી લાંબું વિવેચન અત્યારે યોગ્ય નથી, ઈષ્ટ પણ નથી. વસ્તુ વિષેની એક વાત પડતી મૂકી છે, તેનો સહેજ ઈસારો કરીનેજ આ ચર્ચા સમાપ્તિએ પહોંચાડીશું.

બાળકો માટે સીધો બોધ આપવાના પ્રયાસો જુની વાંચનમાળામાં હતા અને નવીમાં પણ એકાદ જગાએ દેખાય છે. 'નિત્ય જવું નિશાળમાં' અને 'જુઠું બોલે જે કદી' નાં જેવાં લખાણો બાળકોને સારા વિચારો સૂત્ર રૂપે આપી શકે છે. અને

મોઢે કર્યાંથી મોઢે રહી ગયાથી, ભવિષ્યની જીંદગીમાં બહુ અસર
નારા પણ નીવડે છે; તેવાં લખાણો ઈષ્ટ છે ખરાં, પરંતુ
માં પણ એટલું તો જરૂરનુંજ છે કે તેનો લખનાર
રેખરા કવિત્વના પ્રસાદથી કૃપાન્વિત હોવો જોઇએ. તેવું
ી હોતું તો પછી તેવાં લખાણો ઉપદેશનું સાંકળીઉંજ
ી રહે છે, અને તેથી તે નકામું થઈ જાય છે. ઉપદેશ વચ-
માં સરળતા, રસ, કાંઈક પૂર્વાપર સંબંધ, અને તે બધાં
રાંત લખનારના કવિત્વની છાપ, એ તો હોવાંજ જોઈએ.
ન હોય તો તો બોધ માળા રસ–સૂત્ર વગરની થઈ જતાં
ાને માટે સંધાઇ રહેતી નથી; અને બાળકોના કંઠને કશી
ા આપનારી નીવડતી નથી.

બાળકો માટે બહુ જ જુજ લખાયાં છે તેવાં આનંદ પ્રસં-
ાં, મીઠી મજાકનાં, નર્મ હાસ્યનાં, હાસ્યોત્પાદક બનાવોનાં
ાણો બહુ થવાની જરૂર છે. નર્મદાશંકરનું વિદુશક નં.
અને નં. ૬૨ એ એવી પ્રતિનાં ગણી દાખલ કર્યાં છે.
ંતુ તે સરસ છે માટે નહિ, પણ તેવી જાતનાં લખાણ થોડાં
અને લાયકાતવાળાં મળી શકયાં નથી એ બતાવવા માટે
દલપતરામની 'ઘેલી મુસાફર' નં. ૬૬ તથા 'વીર લડવૈયો'
૬૫ એ બે જ માત્ર સારાં ગણાય તેવાં તેવી પ્રતિનાં કાવ્યો છે.

બાળકો માટેનાં લખાણોમાં ભાષાન્તર બહુ મદદ રૂપ
ેલાં જણાયાં નથી. નર્મદાશંકરે વજી અને લલિતા એ
ગ્રેજી પરથી ભાષાન્તર કરી લખ્યાં છે, પણ તે આ સંગ્રહમાં
ાલ કર્યાં નથી. ખબરદારનું 'એક પ્રવાસ' નં. ૩૦ એ પણ

ભાષાન્તર છે. તેનાં છે. તેનાં ભાષાન્તરો થઇ શકે તો લાભ થાય ખરો.

રમતની કવિતાઓ પણ બહુ થોડી છે. 'કિન્ડરગાર્ટન' ને નામે કેટલાક પ્રયાસો થયા છે, પરંતુ તે વિષે બોલવાની જરૂર નથી. કાળના પ્રવાહમાં લાયક હશે તે ટકી શકશે, અને તેથી કાળને જ મોટામાં મોટો ન્યાયાધીશ સ્વીકારવામાં ડહાપણ છે. વિધ્વંસક કે નિંદક લખાણો કરતાં માર્ગદર્શક અને પ્રકાશદાયક લખાણ વધારે ફળદાયી થાય છે, એ મત સ્વીકૃત હોવા છતાં આ ચર્ચામાં કોઈ કોઈ જગાએ દૃષ્ટાન્ત આપી કહેવાનું સ્ફુટ કરવા ખાતર ટીકા કરવી પડી છે તે ટીકા રૂપે નહિં, પણ સૂચન રૂપે જ સમજવા વિનંતિ છે.

બાળકો માટે વર્ગમાં શીખવવા માટે કવિતાઓ જોઇએ, તેમ જ નવરાશના વખતમાં આનંદ વાંચન તરીકે પણ કવિતાઓ હોવી જોઇએ. બીજી જાતની કવિતા એકત્ર કરવા આંહિ પ્રયાસ થયો છે. પણ મૂળે લખાણ જ ઘણાં થોડાં હોવાથી સંપૂર્ણ સંતોષની તો આશા ક્યાંથી જ રાખી શકાય?

છેવટે લેખકોને વિનંતિ છે કે બાળકો માટે સારાં લખાણ નહિં થાય, ત્યાંસુધી કવિતાના મોહનાં બીજ નહિં રોપાય; વળી, જે જે સારા ભાવો, સારા આશયો, ઉંચી કલ્પનાઓ, પવિત્ર વિચારો, બાળકપણમાંથી બાળહૃદયમાં દાખલ કરી શકાશે, તે મોટપણે કદાચ તેટલી સહેલાઇથી થઈ નહિં શકે. માટે બાળકો માટે બને તેવાં સારાં લખાણોની ખાસ જરૂર સમજશો.

અંગ્રેજીમાં Homes of England, Rule, Brittania વગેરે અસંખ્ય લખાણો માર્ગદર્શન માટે મોજુદ છે. તેવાં લખાણો જે ભાવ, જે પ્રેમ, જે ઔદાર્ય બાળહૃદયમાં રેડે છે તેવાં અનેક લખાણોની આપણે બહુ જરૂર છે.

નાની ટુંકી વાર્તાઓનો આપણો ભંડાર કેટલો ઓછો છે? આખ્યાનો અને કથાનકોથી ભરેલા આ દેશમાં, પંચતંત્રની જન્મ ભૂમિમાં—કથા સરિત સાગર વગેરે અનેક કથાઓના ઉત્પાદક દેશમાં, નાની નાની કથાઓ દરેકે દરેક હિન્દભાષામાં ન હોય એ શું દીલગીર થવા જેવું નથી? લવ, કુશ, શંકર ધનુષ્ય ભંગ, અર્જુનનો મત્સ્યવેધ, વિક્રમ, ભોજ, રાજપુતોના પ્રસંગો, મુસલમાન રાજ્યની અનેક મોજશોખ અને આનંદ રંગની કથાઓ, વિવિધ પ્રતિના અને જુદા જુદા ભાવના અસંખ્ય પ્રસંગો, હમેશના જ્ઞાનની વાત છતાં તેની નાની, રસિક, બોધ દાયક, સરળ, ઉદાત્ત, વાર્તાઓ કવિતા રૂપે નથી લખાતી એનું કારણ શું હશે? આ અણખેડાએલાં ક્ષેત્ર તરફ ગુજરાતી લેખકોનું લક્ષ જાઓ અને ગુજરાતનાં બાળકોને વાંચન ખોરાક મળો એજ પ્રાર્થના છે.

હિ. ગ. અંજારિયા.

# મધુ બિન્દુ.

## ૧

(દોહરા.)

ઓ ઇશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર;
પૃથ્વી પાણી પર્વતો, તેં કીધાં તૈયાર.

તારા સારા શોભિતા, સૂરજને વળી સોમ;
તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂં તારૂં જોમ.

અમને અઢકાં જ્ઞાન ગુણ, તેનો તું દાતાર;
ભૂલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર.

કાપ કુલેશ કંકાસને, કાપ પાપ પરિતાપ;
કાપ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ, સુખ આપ.

કવિ દલપતરામ.

---

## ૨

( ગઝલ. )

પ્રભુ ! નમીએ પૂરી પ્રીતે, સુખી કર તું સુખી કરજે;
સ્તુતિ કરીએ રૂડી રીતે, સુખી કર તું સુખી કરજે.

બનાવી તેં બધી દુનિયાં, બનાવ્યા તેં ઉંડા દરિયા;
સૂરજ ને ચંદ્ર ઝગમગીયા, સુખી કર તું સુખી કરજે.
વળી આકાશમાં તારા, અતિ ઉંચેજ ફરનારા;
બનાવ્યા તેં, પ્રભુ પ્યારા, સુખી કર તું સુખી કરજે;
જગત આખા ઉપર તારી, નજર ફરતી રહેનારી;
અમારાં કામ જોનારી, સુખી કર તું સુખી કરજે.
બધાંએ પાપ બાળી દે, વળી બુદ્ધિ રૂપાળી દે;
નમીએ હાથ જોડીને, સુખી કર તું સુખી કરજે.

(મળેલું.)

---

૩

(તોટક.)

મુજ જીવન આ, પ્રભુ! તુંથી ભરૂં,
બળ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.

મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે,
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિષે.

મુજ જીવન કેરૂં રહસ્ય હું-હું,
બન પ્રેરક ચાલક શાસક તું,
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી તું-મય હો જગમાં.

રમણભાઇ.

---

૪

## પ્રભાતની ઇશ્વર સ્તુતિ.

( ભુજંગી. )

અહો નાથ ! ઉભા અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપા દૃષ્ટિ થોડી;
સદા તાપને પાપથી તો ઉગારો,
અમે માગિયે, ઇશ ઓ ! પ્રેમ વ્હારો ! ૧.

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઇ રાત વીતી જુઓ વાત સ્હેજે;
પ્રભો ! તું વિના કોણ સંભાળનારો ?
અમે માગિયે ઇશ ઓ ! પ્રેમ વ્હારો ! ૨.

પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;

૪

અમારી પ્રભો! બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગિયે, ઇશ ઓ! પ્રેમ ત્હારો! ૩.

 કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો!
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગિયે, ઇશ ઓ! પ્રેમ ત્હારો! ૪.

અ. ફ. ખબરદાર.

---

૫

## પ્રભુ સ્તુતિ.

પ્રભુ! એક જ અમ આદર્શ તું!
દર્શન દે જુજવે રૂપ તું!
ઘર આંગણુ મા બાપ સહોદર;
અમીરસ ઝરણાં રૂપ તું!-પ્રભુ!
વિદ્યા વત્સલ ગુરૂ, બાંધવ જનઃ
પ્રાણ પ્રકાશક રૂપ તું!-પ્રભુ!
રાજ ધુરંધર, સુજ્ઞ પ્રજા જનઃ
વ્હાલપ વર્ધક રૂપ તું!-પ્રભુ!
એ સહુની પ્રભુતાને પગલે-
દિવ્ય દયાળુ રૂપ તું!-પ્રભુ!

૫

રાજ— દેશ— ગુરૂ— જન સેવા
કર અમને તુજ રૂપ તું ! પ્રભુ
પ્રભુ ! એકજ અમ આદર્શ તું !
દર્શન દે જુજવે રૂપ તું !

લલિત.

---

૬

## સૂરજને નમસ્કાર.

નમિયે, સૂરજ સુખ કરનાર !
અગ્નિ સમા પ્રભુના અવતાર !
પ્રાણી પદાર્થ વિશે વસનાર !
અજવાળાં આંખે ભરનાર !

ચાંદલિયો તારલિયા દીપ,
સઉ તમ જૂજવાં રૂપ અધિક;
રમિયે ને કરિયે કલ્લોલ,
તમ અમી-નજરે રહી રસબોળ.

તન તોડી કરિયે પરમાર્થ,
એવાં બળ દેજો તપ માટ;
અમ મન ઉજાળજો, રવિરાય;
કરી આરતી, પડિયે પાય.

---

લલિત.

# વિજયિની રાજ્ય મહોત્સવાનંદ.

રાગ કલ્યાણ

જય શ્રી વિજયિની! જય સાર્વભૌમિણી!
ભરતખંડ આદિ બહુ ખંડની ધણી!
જય શ્રી વિજયિની? જય સાર્વભૌમિણી!

સદાકાળ, અમ સંભાળ, લે તું દીન દયાળ!
દિનો દિન તારી કળા ખીલો ઝાક ઝમાળ!
જય શ્રી વિજયિની! જય સાર્વભૌમિણી! ૧

રિદ્ધ સિદ્ધ, નવે નિધ, સુખ શાંતિ લ્હેર!
અજા કેસરી રે' સાથ, ન્યાયની શી મ્હેર!?!
જય શ્રી વિજયિની! જય સાર્વભૌમિણી.! ૨

દીપો આર્ય મન તુંથી સ્વતંત્ર પ્રસંન!
હરિ! ચિરકાળ તપો તારૂં રાજ્યાસંન!
જય શ્રી વિજયિની! જય સાર્વભૌમિણી.! ૩

હરિલાલ ધ્રુવ.

૮

# હિન્દ બ્રિટાનિયાને.

( મા કાળી તે કાળકા કાગળ મોકલે—એ રાગ )

હિન્દ માતા વિલાયત કાગળ મોકલે.
બ્રિટાનિયા! ગરબે રમવા આવો જો.
હું કેમ આવું રે ઇંગ્લંડ દેશથી,
આપણ વચ્ચે ઝાઝા ભેદ જો.
બ્હેની! ભૂલશું જુના ભેદને;
આપણે રમશું માઝમ રાત જો;
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે.
બ્રિટાનિયા! અમ આંગણિયે આવો જો,
બ્હેની! હેત હૈયાનાં રેલશે;
આપણે ઝીલશું સાગર સ્નેહજો.
બાળક આપણાં રમશે ચોકમાં;
આપણે રમશું માઝમ રાત જો,
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે.
બ્રિટાનિયા! અમ અંતરિયે આવો જો;
ન્હાવું, સ્હેવું, માનવ ધર્મ છે;

ગોતમ ઇસુનાં એવાં વેણ જો,
રે! તમ આવ્યે અમ મંદિર ઓપશે;
આપણે રમશું મઝમ રાત જો,
હિન્દ માતા વિલાયત કાગળ મોકલે.

નર્મદાશંકર બાળાશંકર.

---

૯

## રણવાદ્ય.

( ગીત. )

( લોર્ડ બાયરનના "ટેંબુરજી ટેંબુરજી ધાઈ આલારમ આફાર!" એ ઇંગ્લીશ ગત ઉપર. )

પરઘમચી પરઘમચી પરઘમ તરી કડકાવ,
તળપે હઇડું અમ! થરરરર અરિદળને થરકાવ!
પરઘમચી૦ ૧

ઘરરર ઘંમ ઘરરર ઘંમ ઘોર ગજવી ગજાવ!
ભૈયા! કદમો તુજ હદમાં ફરિ ફાળે ઉઠાવ!!!
પરઘમચી૦ ૨

બંસીવાળા રઢિયાળા સુર શૂરી લલકાર,
જસ સળકે! જય ઝળકે! હિતુ હરખે સરદાર!
પરઘમચી૦




'બાલગીત'—પૃષ્ઠ ૯.

રણુસિંગી ઉછરંગી બડજંગી બહુબોલ,
રિપુદળના મદગળતા બળ પડહા ખટ ખોલ!
પરધમચી૦ ૪

સુસમાજે મળી આજે દળ દળવું દુશ્મન,
હિત ગરવું ચિત ધરવું નૃપ ભકિત ભરી મન!
પરધમચી૦ ૫

ફળિ આશા વૃદ્ધ! ચડતી જુઆળ! નક્ષત્ર!
ઝટ ઝડવું પ્રિય ભડવું હરિ કાર્યે પવિત્ર!
પરધમચી૦ ૫

હરિલાલ ધ્રુવ.

---

૧૦

## બાળ ગીત.

રંગીલા ઉમંગી સિપાઈ, નાનડીયા અમે આ ભાઇ;
પડઘમ ઢમકતાં અમ, લોક, જોવા મળે થોકે થોક;
માપી માપી ચાલી ચાલ, આપી આપી પાયે તાલ;
બણુગાં ફૂંકીએ ભલી ભાત, તૂ તૂ તુ શૂરથી સુર સાથ.
રંગીલા ઉમંગી સિપાઇ, શૂરા સૌ અમે આ ભાઇ;
ફરરરર વાવટા ફરકેય, ઉછળે હૈયું હરખેય;

૧૦

લટકાળીજ ભભકભેર, કમરે ચળકતી સમશેર;
તે ચમકાવીએ આ વાર, લડવાને અમે તૈયાર.
રંગીલા ઉમંગી સિપાઇ, સાચા સૌ અમે આ ભાઈ;
તાકી મોટ બંદુક ચટ્ટ, ફોડીએ ફડાફડ ફટ્ટ;
જશના ચાંદ રૂડી રીત, મેળવીએ અમે કરી જીત;
ને વસિયે સદા સુખ માંહી, રંગીલા ઉમંગી સિપાઈ.

કેશવ હર્ષદ ધ્રુવ.

---

૧૧

## વિજયનો ઉત્સવ.

જય જય જય જય જય જય, બોલો સહુ ભાઈ;
ઉત્સવ ઘેર ઘેર કરો, જીત્યા છે સિપાઇ. જય૦ ૧
તોપના ધડાકા થાયે, વાજે સરણાઇ;
વાજાં બીજાં અનેક, હર્ખ રહે ફેલાઇ. જય૦ ૨
દહેરે જઇ પાડ માનો, વેદ સ્તુતિ ગાઈ;
મહાપૂજા કરાવી મુકો, માનતા મનાઈ. જય૦ ૩
આબરૂ સ્વતંત્રતા બહુ, જાળવી રખાઇ;
બુદ્ધિ બળ પરાક્રમ તે, છે ચુકયાં લખાઇ. જય૦ ૪
થંડા શરબત્ત પીઓ, વ્હેંચી લો મીઠાઈ;
ખાન પાન ગાન કરો, રંગે રમો ન્હાઇ જય૦ ૫

વિપ્ર નર્મદાને આપો, દેશિઓ વધાઇ;
કવિ નર્મદાને ભેટ, કવિતા કરે ગાઇ. જય૦ ૬

નર્મદાશંકર.

---

૧૨

## નમું મુજ માતતાતને પાય.

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર,
નમું મુજ માતતાતને પાય;
જનની જનકનાં ચરણ શરણથી
જન્મ મરણ ભય જાય;
નમું મુજ માતતાતને પાય,
અમી ભરી એ વત્સલતાનાં,
સ્નાનપાન કરનાર,
સ્મિતમય મધુરાં દુધમલ બાળક,
વ્હાલપનાં ગીત ગાય:
નમું મુજ માતતાતને પાય.
વ્હાલ તણા વિનિમયના બળથી,
સરલ થાય સંસાર:
એ સુખસાધનની સેવાનાં
ભૂલાય કયમ સદ્ભાગ્ય?
નમું મુજ માત તાતને પાય.

લલિત.

## ૧૩

# માત-પિતાની સેવા વિષે.

(ખરવા પીલુ.)

માતપિતાને નમન નિત્ય કરિએ;
કેમ કહો ઉપકાર વિસરીએ ?
પાલણુ પોષણુ પ્રેમે કરે છે,
બાળકને ઠીક દેખી ઠરે છે,—
વેઠે વિપત્તિ પડે તે અપાર,
થાવા ન દે દુઃખ લગાર; મા૦
સંકટ આપણુનાં સહુ કાપે;
આનંદ લાખ ઉપાયથી આપેઃ મા૦
સાચી શિખામણુ ખાંતથી કરતાં,
આપણુનાં દુઃખ દેતાં ડરતાં; મા૦
ભણુતર ભાવ ધરીને ભણાવે
જોર જુલમ તજવાનું જણાવે; મા૦
અકલ વધારે બધે લાભકારી;
બોલીએ ચાલીએ વાત વિચારી; મા૦
વિનય વિવેક વધે છે વધારે,
એ માતતાતને સઘળે સુધારે; મા૦

૧૩

ચિન્તા કરે ચિત્તમાં જે અમારી,
એ માતતાત તણી બલિહારી; મા૦
હુકમ કરે તે કરો કર જોડી,
એના વિના આપણું મૂલ કોડી; મા૦
માત પિતાનું કહ્યું જે ન માને,
નરક વિષે તે પડે અભિમાને. મા૦

કેશવલાલ હરિરામ.

---

૧૪

## વ્હાલાંઓને વન્દન

(મનહર છન્દ, આશાવરીનો લય: તાલ ત્રિતાલ.)

ભાવથી સંભારનારાં:
બારણે બોલાવનારાં:
પ્રાણથી તો પૂજનારાં,
વ્હાલાંઓને વન્દિયે!

સાને સમજાવનારાં:
શરણ ઝુકાવનારાં:
લગની લગાવનારાં;
વ્હાલાંઓને વન્દિયે!

૧૪

વાંકને વિસારનારાંઃ
ગુણને ગજાવનારાં
હસાવી નચાવનારાં;
                    વ્હાલાંઓને વન્દિયે !

આનંદ ઉછળાવનારાંઃ
રસિલાં રીઝાવનારાંઃ
સંસાર સુહાવનારાંઃ
                    વ્હાલાંઓને વન્દિયે !

પ્રભુતા બતાવનારાંઃ
પ્રભુ પરખાવનારાંઃ
જીવન જીતાવનારાંઃ
                    વ્હાલાંઓને વન્દિયે !

લલિત.

---

૧૫

## સ્વાગત.

આવો આવો પધારો મોંઘેરા મ્હેમાન,
                    અંતરને વ્હાલે વધાવીએ.

અમો હીન તણા અહના આવાસમાં,
તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં;
ક્યાંથી પગલાં પનોતાં, મોંઘેરા મહેમાન-અંતરને.

નથી કલગી કે હાર હેમ ફૂલના,
નથી મોતી માણેક મહા મૂલના;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર-અંતરને૦

શાંત સાદાં અમારાં છે આંગણાં,
શાંત સાદાં અમારાં વધામણાં;
વેણ સાદાં પણ દેવાં અમોલાં સન્માન-અંતરને૦

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો,
વિમળ હૃદય તણા ભાવને વધારશો;
એજ વિનતિ છે તમોને મોંઘેરા મહેમાન-અંતરને૦

મ. હુ. મ્હેતા

---

૨૬

## આવકાર.

આવો વ્હાલાં પ્રાણ!
આવો ફૂલની લ્યો આ લ્હાણ;

આવો વ્હાલાં પ્રાણ!
ફૂલ ઉજાસની લ્યો લ્હાણ;

આવો વ્હાલાં પ્રાણ!
ફૂલ સુવાસની લ્યો લ્હાણ;

૧૬

આવો વ્હાલાં પ્રાણ!
ફૂલ ફૂમાશની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ!
ફૂલ હળવાશની લ્યો લ્હાણ;
આવો વ્હાલાં પ્રાણ!
ધો એક ફૂલ જીવનની લ્હાણ.

લલિત.

---

૧૭

# નિમંત્રણ–૧.

(ગરબી.)

આવો, વ્હાલાં, આજ અમારે આંગણે!
છે આનંદભર્યાં આ અમ આવાસ જો!
અમ ઉજળા ઉર આવાસ જો!

આત્મ ઉજાસ પૂર્યા અંતર મણિ મંડપે,
સુંદર સ્નેહ સુમન વેર્યાં ચોપાસ જો!
આવો, વ્હાલાં, આજ અમારે આંગણે! ૧

ગૂઢ અલૌકિક ઉડતી કો દેવી તણાં
ઝડપી લીધેલાં મોંઘાં અમ ગાન જો!
અમ અધુરાં મધુરાં ગાન જો!

૧૭

સ્વર તેના ઝીલવાને રસિયાં આવજો,
હેજો તાલ ઉંડી ડૂબી રસતાન જો!
આવો, વ્હાલાં! આજ અમારે આંગણે! ૨

આવો તો કંઇ કંઇ નવું નવલું આપીશું;
અંતરમાં પૂરીશું આમ અમીધાર જોઃ
અમ સ્નેહ ઝરણ અમીધાર જો!

નભ ફેડી સુરવનમાં પાર ઉડાવીશું:
આવો આવો, પ્રિય અમ કુંજાગાર જો!
આવો, વ્હાલાં! આજ અમારે આંગણે!

આવો વ્હાલાં! રમ્ય અમારે આંગણે! ૩

અ. ફ. ખબરદાર.

---

૧૮

## આમત્રંણ-૨.

(ગોવિન્દ ગુણ ગાઓરેઃ એ ગીતનો ઢાળ.)

આવો આવો વિલસિયે એક હો!
પ્રભુ પરિવાર!

હિન્દુ! આનન્દે ભરીએ:
બૌદ્ધ જન! દયા પ્રસરીએ:
પ્રભુતાના લઇએ લ્હાવ અનેક હો!
પ્રભુ પરિવાર!

જૈન ! જીવ સેવા ધારિયે:
જરથોસ્તી ! તેજ ઝિલવિયે:
સુરતાના લઇયે લ્હાવ અનેક હો !
પ્રભુ પરિવાર !
ક્રિશ્ચન ! નેહે ઝુલવિયે:
મુસ્લિમ ! ઇમાની રચિયે:
જનતાના લઇયે લ્હાવ અનેક હો !
પ્રભુ પરિવાર !

લલિત.

---

૧૯

## નવા વર્ષને.

( ગઝલ )

નવો ભાનુ વધાવી લ્યો,
અનેરી આશ બાંધી લ્યો;
પ્રકાશે જ્યોત આકાશે,
નથી વાદળ જરી આજે. ૧

અમર આશા સદા રહેજો !
અચળ આશા સદા રહેજો !
મનુજ આશા થકી જીવે,
ન હોયે લ્હોય માની લે. ૨

કયું શું ખ્હાર જોઇ જા,
રહ્યું બાકી તપાસી જા;
નવો ક્રમ સઘ યોજી લે,
નવો ઉત્સાહ રેડી લે. ૩

ઉંચે જઇએ, ઉંચે જઇએ,
ઉંચે કીર્તિ અચળ ચઢીએ;
અમર ચિરકાળ ત્યાં રહીએ,
તવારીખમાં ભળી જઇએ. ૪

કરીમ મહમદ.

---

૨૦

## દિવાળીના દિવસોમાં.

દીવાળીના દિવસોમાં
એક ઉછળે આનન્દ;
એથી પ્રભુ! દિલની
અમ દુનિયાં ઉજાળજો!

દીવાળીના દિવસોમાં
એક નાચતો ઉમંગ,
એથી પ્રભુ! કોડ પૂરી
વ્હાલાંને વિલસાવજો!

દીવાળીના દિવસોમાં
એક દીપે દીપમાળા
એમ પ્રભુ! કલ્યાણનાં
કર્મોને દીપાવજો!
દીવાળીના દિવસોમાં
સઉ દીસે ઉજમાળાં,
એવાં પ્રભુ! વિક્રમ શાં
વર્ષો વર્ષ રાખજો

લલિત.

---

૨૧

## રંગીલો ડીસેંબર.

રંગીલા ડિસેંબર, મોજીલા ડિસેંબર, લાડિલા
ડિસેંબર, જાઉં વાર,
સારાં વરસનો તું રે પનોતો; મન મોહન તું
ગુલજાર! રે રંગીલા ડિસેંબર. ૧
મધુરી મધુરી ઠંડી પડે ને, મધુરાં આવે ફુલ,
મધુરાં ગીતો ગાય પંખેરૂ, મધુરી ઝુલા ઝુલ!
રે રંગીલા ડિસેંબર. ૨

નાતાલ આવે, દિવાળી આવે, સઘળાં માણે મોજ,
નાચ, રંગને બૉલ ઘણેરાં, ગાડી ઘોડાની ફોજ !
રે રંગીલા ડીસેંબર. ૩

વિદ્યાનાં પરિણામ વંચાયે, સ્ટુડંટ કેરી ધમાલ,
પાસ થાયને પોતે રાજી, માતપિતા મનન્યાલ !
રે રંગીલા ડિસેંબર. ૪

કોંગ્રેસરાણી કરે ગરજના, મોટા મોટાના થોક,
હિંદતણું હિત દિનદિન વધતું, થાતી ઝોકા ઝોક !
રે રંગીલા ડિસેંબર. ૫

કાંઇ પ્રદર્શન, કાંઇ કોનફરન્સ, કાંઇ મળે કૉંસિલ,
વર્ષો વર્ષ એવી લ્હેર કરાવી, જાય ડિસેંબર વીર !
રે રંગીલા ડિસેંબર. ૬

નરમણિ.

# વસંત ૠતુનું વર્ણન

## વનનો દેખાવ.

(શાર્દૂલવિક્રીડિત.)

આંબા આમલિ લીંબડા વડ વડા, ઝુંડે ઝુકયાં ઝાડ છે;
છત્રોની છબિ છાઈ હોય છતમાં, તેવા ઉંચા તાડ છે;
ગાયો વૃંદ હરે ફરે તૃણ ચરે,
ગોવાળિયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં,
આનંદ સંધાય છે. ૧

(ઉપજાતિ.)

વાએ નવાં પલ્લવ ઝાડ ડોલે,
તે જેમ નાચે નટ તાનિ તોલે;
વસંત દેખાવ દિલે રિઝાવે,
આશ્ચર્ય પામી શિર શું ધુણાવે. ૨
ટોચે નવાં પલ્લવ લૂમખાં છે,
દિસે વળી સુંદર ડોલતાં છે;
કહે રૂડાં ચામર તે કવીશ,
જાણે ફરે છે વનરાય શીશ.

(દોહરા.)

પલાશનાં પલ્લવ નવાં, શોભે તથા તમાલ;
વસંતમાં વનની છબી, વિલોકિ ઉપજે વહાલ. ૪
શેલડિ પણ પાકે સરસ, લવિંગ લુમખાં થાય;
સાગ તથા સામેરની, શોભા કહી ન જાય. ૫

(ઉપજાતિ.)

અનેક જાતિ તરૂ ફૂલ ફૂલ્યાં,
તે ફૂલ ભારે નમિ ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઇ,
અન્યોન્ય ચેષ્ટાઇ કરે ફુલાઇ. ૬
અનેક જાતિ બહુ ફૂલ ફૂલ્યાં,
ઝાઝાં સુગંધિમય ખૂબ ઝૂલ્યાં;
પામી સમૃદ્ધિ સુખ તે અતુલ્યે,
કહો ખુશીથી નહિં કોણ ફૂલે. ૭
કેવાં જુઓ આ ફુલ કર્ણિકાનાં
રાતાં તથા શ્વેત દિસે મજાનાં;
પ્રીતિ તણા રંગથિ હોય રાતાં,
સુકીર્તિથી શ્વેત હશે જણાતાં. ૮
કહું ભલાં ચંપક પુષ્પ કેવાં,
જોતાં દિસે કાંચન પુષ્પ જેવાં;

કારીગરીનો કરનાર ધન્ય,
કોઇથિ એવું ન કરાય અન્ય. ૯

ગુલાબના ગુચ્છ સુગંધી માન,
વસંતમાં તે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઉપજે અનેક,
વસંતની વાતજ ન્યારિ છેક. ૧૦

કવિ દલપતરામ.

---

૨૩

## વસંત સૂર્યોદય.

(ગરબી.)

રૂપેરી શા શોભા રહી ચંદા—એ રાગ.

સોનરી શો સુરજ ઉગ્યો વ્યોમે!
કિરણ કળી વિખરી નભે, ભોમે! ૧

જગમગતિ જ્યોતિ શી ફેલાવે!
નવા નવા રંગ નભે લાવે! ૨

ગગન શો ગુલાલ છે ઝળકાવ્યો!
કેસુડાંનો બ્હાર એ ભભકાવ્યો! ૩

કપોત, પારાવત, કંઇ છાયા,
જાંબુ જાગ્યાં, હુધ કંઇ ઉભરાયાં! ૩



'વસંત! વ્હેલી પધારજે.'—પૃષ્ઠ ૨૫.

દિપે કંહિં સ્વસ્તિક તોરણ કયાં,
પર્વતપર પર્વત કંઇ ઝબકયા !
સોનાં કંઇ ઢોળ્યાં, મેદાને, નદે !
તરંગે સુરંગે ઝગંતાં વધે !
વસંતે હસંતે અનંતે ઝુલે !
ઝાકળ મોતી, નવ-પલ્લવ કે ફુલે !
જ્યાં ત્યાં ઈંદ્રજાળ જમાવી દિધી !
હૃદય હરિ મોહિની મસ્તી કિધી !

હરિલાલ ધ્રુવ.

---

૨૪

## વસંત-પ્રાર્થના.

વસંત ! વ્હેલો પધારજે !
તુજ મંજુ વેણુ વગાડજે !
તરુ વૃન્દમાં,
ફુલ વાડીમાં,
પમરાટ તુજ પથરાવજે;
કરજે નદી નીર નિર્મળાં;
તરુ માત્ર ફળ ફુલે ભર્યાં
કોકિલના ટુહુકાર આલમ આખીમાં રેલાવજે.

અમ સ્નેહ—સેર ઉરાડજે,
ઉર—મુકુલને વિકસાવજે;
તુજ મંત્રના,
રસ તંત્રના,
કૈં ગૂઢ પાઠ પઢાવજે;
કરજે મનુજ ઉર નિર્મળા;
જાદુ ભર્યાં તુજ ગીતથી જડ જગત સૂતું જગાડજે.

નર્મદાશંકર બાળાશંકર.

———

૨૫

## રમ્ય રજની.

(સારૂં સારૂં રે સુરત શહેર ઇ.)

ઝીણા ઝીણારે વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવની દેહ, અવની નાચે છે.

રૂમ ઝુમ ભમતી ધરણી લાડે મધુ ઉછાળે વાસ રે,
દિવ્ય પ્રેમના બાળક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ;
રજની રાચે છે—ઝીણા૦

મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છંદી રમે રાસરે,
કુમળાં સલુણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ;
રજની રાચે છે—ઝીણા૦

શશિ અમી ગળતું આ છે વાદળ ઢળતું અવનિ અંકરે
હૈયાં અવનિ-રસિયાં જનની લેતી નવ નવ રંગ;
રજની રાચે છે—ઝીણું૦
પ્રભુરસ લસબસ ઘન ઘુમ્મટથી સહતાં પ્રણયી
ગાનરે,
"સજાત જોડાં" પાતાં પીતાં તરતાં અદ્દભુત તાન;
રજની રાચે છે—ઝીણું૦

વસન્ત વિનોદી.

---

૨૬

## ચંદા.

(ચોપાઈ.)

ચંદા પેલી ચઢી આકાશ,
મુજને નિરખે કરતી હાસ!
હસતી ચંદા મુજને ગમે,
નદીજળે પડીને જે રમે. ૧

ચંદા જાગે આખી રાત,
દિવસે તો સંતાડે જાત.
ચંદા દિવસે કાં સંતાય?
દીસે તો કાં રોતી જણાય. ૨

ચંદા પડીને તરુમાં ,રસે,
હીંદોળા લેતી શી હસે !
પવન મીઠાં હાલેડાં ગાય,
ચંદા પછિ જળમાં સૂઈ જાય. ૩

માડી ! મુજને ચંદા ગમે.
ધન્ય જેહુ ચંદાશું રમે.
ચંદા સંગે રમવા જાઉં,
એની પેઠ હીંદોળા ખાઉં. ૪

નરસિંહરાવ

---

૨૭

## તારા.

( ચોપાઇ. )

માડી ! જો આ તારા પડયા,
ચમકંતા આકાશે જડયા !
મુજને તો એ તારા ગમે,
ગગન વિશે ભમતા કંઇ રમે.
આવે છે દૂર ઘરથી બહૂ,
ચાલે મૂગા મૂગા સહુ;
હસતા હસતા વાટે જાય,
ચંદાના અમી ઝરણે ન્હાય !

સૂરજથી સંતાતા ફરે,
ખૂડી જળે ઉંડા ઉતરે!
કદી કદી કંઇ યાદજ પડે,
રૂપેરી ધારે જો રડે! ૩

સુણે પવનનું ધીમું ગાન,
તેમાં સર્વ બને ગુલતાન!
જો એ કેવા ઊભા રહે!
મુજને પણ એ સુણવા કહે! ૪

દિવસે ક્યાં એ ચાલ્યા જશે?
શું એ તારા સૂતા હશે?
જોની એ ચમકાવે આંખ!
ઉડી મળું હતે જો પાંખ! ૫

માડી! આપ મને તું ઉઠી!
સારા સારા તારા ચૂંટી!
એના હુંય લખોટા કરૂં!
જ્હેની સાથે રમતો કરૂં!! ૬

અ. ફ. ખબરદાર.

---

૨૮

# તારાને.

(ચોપાઈ.)

તારા! ચળક ચળક તું થજે;
મુજ મન કૌતુક કંઇ ઊપજે,—
કોણ હઇશ તું ઉજળે નૂર,
આ જગથી ઉંચો અતિ દૂર;-- ૧

ને ચળકતો વ્યોમને વિશે
હીરા સરિખો તું કંઈ દીસે.'
તુજ સરખા નભ માંહિ અસંખ્ય
ચળકે તારા ઉજ્જ્વળ અંગ; ૨

આખો દિન નભમાં સંતાય,
સાંજે નિકળે ઘરથી બધાય,
એક પછી એક જ આવતા,
કોતુકનજર નીચે નાંખતા; ૩

કોઇ મધુર લોચન સ્થિર ધરી,
કો હસતા ચમકારા કરી,
તારા નિરખી રહે મુજ ભણી,-
હું થાકું એ તો ગણીગણી. ૪

અખંડ રાત્રિ રહી જાગતો
તરતાં નભમાં નવ થાકતો!
તારા! ચળક ચળક તું થજે,
પછી સિન્ધુમાં ડૂબી જજે.

નરસિંહરાવ.

---

૨૯

## તારાને આવાહન.

તારા! ધીમા ધીમા આવો,
તારા! રમવાને સૌ આવો;
તારા! રૂપા ગેડી લાવો,
તારા! ધીમા ધીમા આવો.
તારા! સંભાળીને આવો,
તારા! એક પછી એક આવો,
તારા! ચોરક ચાલે આવો,
તારા! મોહક મુખે આવો,
તારા! આંખલડી પલકાવો,
તારા! રસિયાંજન મલકાવો,
તારા! ધીમા ધીમા આવો,

ગાતાં મીઠાં ગીતો, આવો,
વૃક્ષો તાળી દેશે, આવો;
વાયુ ઝીલી લેશે, આવો,
તારા ! ધીમા ધીમા આવો,

તારા ! થાકો ત્યારે જાઓ,
સાટે ચાંદાને તેડાવો;
તોયે હમણાં તો તમ આવો,
તારા ! ધીમા ધીમા આવો,

તારા ! આવો આવો આવો,
તારા ! લોકડિયાં સમઝાવો,
" નથી રડવામાં કંઇ લ્હાવો "
તારા ! ધીમા ધીમા આવો.

સુંદરી સુબોધ વર્ષ ૩ અંક ૪.

---

૩૦

## પ્રવાસ.

( ઘટિકા. )

પાણીનાં ટીપાં કંઇ ન્હાનાં
રહેતાં સાગર ઘેર.
એક વખત ફરવા હરવાને
ધાર્યું મન શુભ પેર. ૧

વાદળની ગાડી ત્યાં કીધી,
પવને હાંકી પૂર,
જંગલ ગામ ઉપર થઈ ચાલ્યાં
ફરતાં હરતાં દૂર ! ૨

પણ તેઓ તો હતાં ઘણું ઓ !
ગાડી ભાગી એમ;
ને ગભરાઇ બિચારાં નીચે
તૂટી પડયાં ત્યાં તેમ ! ૩

પછી લીલ ને ઘાસ વિશે તો
ભટકયાં તે બહુ પેર,
ને છેવટ નદી એક લઇ ગઇ
તે સહુને ફરી ઘેર ! ૪

અ. ફ. ખબરદાર.

---

૩૧

## ફુલની સાથે રમત.

ગરબી.

આવો ફુલડાં મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક આનન્દે રે ભેળા રહી નિર્ગમિયે. ૧
મ્હને મુખડું ત્હમારૂં રે સલૂણું લાગે વ્હાલું,
એમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું. ૨

તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજસમૂહે રે વદન કરમાઇ ગયું. ૩

મ્હારશી ત્યાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો,
ત્હમે કોમળ હઇડે રે, મ્હને નવ ગણશો જુદો ૪

નહિ તમમાં કુટિલતા રે, નહિ વળી ક્રૂરપણું,
નહિં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું; ૫

કદી હાસ કરંતાં રે તો નિશ્ચે આનન્દભર્યાં,
કરમાઇ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં. ૬

જેવું અંતર થાએ રે ત્હેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાએ રે ત્હેવું તમ હૃદય વિશે. ૭

ત્યરે આવો મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે. ૮

નરસિંહરાવ.

---

૩૨

## ફુલડાં મોતીડાં.

હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં,
મારી વાડીમાં અમર વસન્ત રાજ !
હ્યો ! હ્યો ! ફુલડાં વરસે મારી વાડીમાં.

હાં ! રે ! મેં તો મોતીડે પુર્યું મારૂં આંગણું,
મારે આંગણે ફૂલડાંની રસરેલ, રાજ !
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

હાં ! રે ! મેં તો મોતીડે વધાવ્યાં રસ ફૂલડાં,
એ ફૂલડે ભરી મેં રસ છાબ, રાજ !
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

હાં ! રે ! ગૃહ કુંજે કુંજે મેં લ્હાણાં કર્યાં,
કુંજે કુંજે કોયલના કલ્લોલ, રાજ !
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

હાં ! રે ! કુંજે કુંજે મોતીને ફૂલ ઉભરે,
કુંજે કુંજે વધાવ્યા ભગવાન, રાજ !
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

હ્યો ! હ્યો ! ફૂલડાં ખીલે નિજ કુંજમાં,
હ્યે ! હ્યો ! ફૂલડાં વેરૂં વિશ્વ કુંજમાં,
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

હ્યો ! હ્યો ! ફૂલડાં હરીનાં હેતદાન, રાજ !
હ્યો ! હ્યો ! ફૂલડાં વરસે મારી વાડીમાં.

મૂળજી દુર્લભજી વેદ.

૩૩

# ગુલાબ.

ચોપાઈ.

ગુલાબફુલ ! તું શું મલકાય !
તુજ મન હર્ષ ઘણો લ્હેરાય.
નિરખી નિરખીને આકાશ,
કાલું કંઈ તું કરતું હાસ. ૧

પવન સંગ તું રંગે રમે,
સુગન્ધ મીઠો ચોગમ ભમે.
પાંખડી તુજ કોમળ સુકુમાર
ધરે રંગ મૃદુ હસતાં વાર. ૨

હસતું રહે એ મધુર ગુલાબ !
ભલે ખાલી રહે મુજ ફૂલછાબ;
હું તુજને તોડી નહિ દમું,
નિરખી દૂરથી સુખમાં રમું. ૩

નરસિંહરાવ.

૩૪

## નહીં ચુંટું.

નહીં ચૂંટું નહીં ચૂંટું
ફુલોને ના, નહીં ચૂંટું
સુવેલીને નહીં લૂંટું,
ફુલોને ના, નહીં ચૂંટું. ૧

સલૂણાં એ સુંવાળાં એ,
સુવાસી છે સુખાળાં એ,
નહીં એને કદી ચૂંટું,
નહીં વેલી વૃથા લૂંટું. ૨

મધૂરાં એ મનોહારી,
ખુબી એવી અહો! ન્યારી,
કહો ઘા કેમ કરૂં કારી!
દ્રવે શું ના હૃદય ભારી? ૩

હસતાં એ ઉલ્લાસે જે,
રમતાં તે વિલાસે જે,
કહો તેને ચૂંટું કેમ?
સરે એથી કઇ નેમ? ૪

અડાડું ના વળી હાથ,
રખે ખ્હીશે હૃદય સાથ?
નહીં નાકે જરી સુંઘું,
સુગંધીને નહીં લૂટું. ૫

રહી આઘો મધુ પીતો,
નજર માંડી રહું જોતો,
ગણું એમાં ખરૂં સુખ,
જશે ભાંગી બધી ભૂખ. ૬

મૃદુ ભાવો નહીં મૂકું,
નહીં એથી જરી ચૂકું,
ફુલોને હા, નહીં ચૂંટું,
સુવેલીને નહીં લૂંટું. ૭

જ. પુ. જોશીપરા.

---

## ૩૫

## કોયલ.

ચોપાઈ.

કોયલડી! તું ક્યાં સંતાય?
મીઠાં ગીતડાં ગાતી જાય.
શોક થકી તું દીસે દૂર
નિત્ય રમે હર્ષતણે પૂર. ૧

મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણું તું ક્યાં વસે,
ક્યાંથી શીખી અદ્‌ભુત ગાન?
ખરે સ્વર્ગ છે એનું સ્થાન  ૨

કુહૂ કુહૂ કરી વારંવાર
અમી વરસતો તુજ ઉચ્ચાર;
શિખવે મુજને ગાન રસાળ,
આપું આંબા મોરની માળ.  ૩

નરસિંહરાવ.

---

૩૯

# કાળી કોયલડી.

રામગિરિ અને કેદારના મિશ્ર લયની ધુન.

કાળી કોયલડી?
બોલે બોલી કાલી;
કુઉઉ કુઉઉ—
પીયૂષ પીયૂં:
કુકુઉ કુઉઉ—

ડોલે લટકાળી,
માળી મચકારી,
કાળી કોયલડી!

મીઠી રે મધુરી! ત્હારી
સૂરીલી કિલકારી
પ્રાણ પીગળાવનારી;
કાળી કોયલડી!

મંજરીને કુંજ હીંચે,
રસની માધુરી સિંચે,
મન્દ મન્દ મીટ મીચે:
કાળી કોયલડી!

વ્હાલાંના વિલાસ કેરી
સ્મરણ રણક પ્રેરી
કાં હસાવે હેરી હેરી!
કાળી કોયલડી!

વ્હીલી રે તું વ્હાલઘેલી!
હર્ષની રેલાવે હેલી;
ઘેલાંતુરની તું બેલી:
કાળી કોયલડી!

સખિ સુરતાની દેવી !
વિભુની બીણા અનેરી !
ચેતના જગાવ દેવીઃ
કાળી કોયલડી !

લલિત.

---

૩૭

# કૂકડો.

ચોપાયા.

સવારમાં વ્હેલો હું ઊઠી
કૂકડે કૂક કરૂં છું !
ઊઠાડવા ઉદ્યોગી જનને
તો સીપાઇ બનું છું ! ૧

કુકડે કૂક કુકડે કૂક કરતો
કેવી બૂમો પાડું !
લાંબી ડોકે, જબરી હાકે,
સહુને એમ જગાડું. ૨

ડાહ્યાં છોકરડાં તો ભણવા
વ્હેલાં ઊઠે સવારે,
હોંસે હોંસે સહુ પોતાના
પાઠ જ વાંચે ત્યારે. ૩

ચોરો ભાગે, ઊંઘ પણ ન્હાસે:
એ ચતુરાઇ નહીં શું ?
ચલો છોકરાં ! વ્હેલાં ઊઠજો,
કુકડે કૂક કરીશું. ૪

અ. ફ. ખબરદાર.

---

૩૮

## બકરીનું બચ્ચું.

ચોપાયા.

જો પેલું બકરીનું બચ્ચું
કુદ કુદ કૂદકા મારે,
વાંકી ડોકે ઠમ ઠમ ઠમકે
હરખાઇ શું ભારે ! ૧

ર પેલી બકરીમાં એની
પાસે હોય ન જ્યારે,
બેં બેં બેં બેં કરતું એ તો
બૂમો પાડે ત્યારે. ૨

માતા આવે ત્યારે કેવું
બચબચ કરતું ધાવે !
ધાવી પાછું કૂદકા મારે,
કેવો હરખજ આવે ! ૩

હું પણ મ્હારી માડી આવે
 તો કેવો હરખાઉં !—
મા, મા, મા, મા, કરતો હું તો
 કેવો પાસે જાઉં ! ૪

અ. ફ. ખબરદાર.

---

૩૯

## ગાય.

ગરવી હો ગાય,
 તું મોરી માય,
પાવન તુજ પાય,
 મંગળ અમ થાય;
નરવે તુજ દુધ,
 જાગે સપૂત;
માના રખવાળ,
 ધુરંધર ભૂપાળ;
ભૂમિના ભાર,
 ઉતારે વીરબાળ;
જગના આધાર,
 પગલે પૂજાય;

૪૪

માતા ! ને ગાય !
સેવા તમ થાય,
અમથી વિકસાય
અનેરાં નીવડાય !

લલિત.

---

૪૦

## બાળક અને ફુલ.

નાનાં નાનાં બાળકો ને
નાનાં નાનાં ફુલ,
એ વ્હાલા કોઇ કહેશો કે
કોનાં વધુ મૂલ ?
વ્હાલામાં વ્હાલા પ્રભુ તુલ્ય.

નાનાં નાનાં બાળકો
આશા કિરણનાં ફુળ,
નાનાં નાનાં ફુલડાં તો
રૂમ ઝુમતાં રસમૂળ,
વ્હાલાંનાં દર્શન પ્રભુ તુલ્ય.

નાનાં નાનાં બાળકો
નવરંગી બાલ વસંત,

૪૫

નાનાં નાનાં ફૂલડાં તો
સોળ કળાયલ ચન્દ્ર,
વ્હાલાંનો તે કાંઈ આનન્દ!

લલિત.

---

૪૬

નાનાં નાનાં મોતીડાંને મોટી મોટી માળ,
નાનાં નાનાં ફુલડાંને મોટા ફુલના હાર;
નાના નાના તારલાને મોટા એના માળ,
નાનાં નાનાં પંખીડાંના આકાશે વિહાર.

નાની નાની સખીઓ! આવો પ્હેરો મોતી માળ;
નાની નાની બ્હેનો! આવો! પ્હેરો ફુલના હાર;
નાના નાના વીરો! આવો! ગુંથીએ તારકમાળ;
ભાઈ! બ્હેનાં! ચાલો, ઉંડા આકાશે વિહાર.

એ મોતી, ફુલ, ને તારલીયાના સોહે હૃયે હાર;
એ મોતી, ફુલ, ને તારલીયાના જીવે સોહે શણગાર;
જીવની યે પ્રભુ પાંખે વ્હાલાં! સ્વર્ગોના વિહાર,

મોતીની માળ બ્હેન!
હરીનાં ફુલ, બ્હેન!
તારા અનંત બ્હેન!
સ્વર્ગનાં વિહાર, વ્હાલા ભાઈ! ને બ્હેન!

૪૧

નાનાં નાનાં મોતીડાં ને મોટી મોતી માળ
નાનાં નાનાં ફુલડાં ને મોટા ફુલના હાર,
નાના નાના તારલા ને મોટા એના માળ;
નાનાં નાનાં પંખીડાંના આકાશે વિહાર!

મૂળજી દુર્લભજી વેદ.

---

૪૨

## મા તે મા.

અહો ? મા તે મા !
બીજા વનના વા:
ભલાં ભોળાં બા
કરે હાયે હા.
કાલાં ઘેલાં મા
ન કહે કંઇની ના:
ઓછાં ઓછાં બા
કરે ગાયાં ગા. ૧
અહા ? એ તો મા
સુણી ધાતાં ધા:
શૂરાં પૂરાં બા
ઝીલે આડા ઘા.

૪૭

મીઠી નજરે મા
ઠારે દિલના દાઃ
મોંઘી મોરી મા !
અભયનું ભૂ પા.

લલિત.

---

૪૩

## માતાનો પ્યાર.

ઝીલ્લા-માત પિતા થાઓ ઉદાસી એ-રાગ.

જો અખા જગતમાં જગે જગ ફરે,
પણ માના જેવો પ્યાર કંઇ ના જડે;
બહુ હેત આવે અને તે ટળે,
પરંતુ ન મા હેત ટાઢું પડે.
ઓ માતા ! ઓ માતા ? વ્હાલી ઓ માય;
ન તુજ પ્યાર જેવો જગતમાં જણાય.
બધું સોનું રૂપું હીરાઓ મળે,
વળી રાજનો તાજ સાથે ભળે;
જગતનું બધું ધન કદાપિ મળે,
નકામું છે મા હેત વિના ખરે.

ઓ માતા ! ઓ માતા ! વ્હાલી ઓ માય !
ન તુજ પ્યાર જેવો જગતમાં જણાય.

દેલવાડાકર.

---

૪૪

## માના લ્હાવ.

ચોપાઈનો ઢાળ.

માનાં બાળક કાલું બોલે,
બોલે બોલે મા તો ડોલે !
માનાં બાળક ખુંદે ખોળે,
માનાં હૈયાં ચ્હડે હિંડાળે !
માનાં બાળક ફરતાં નાચે,
માને મ્હોએ મેળ ન લાધે !
માનાં બાળક હેરી હસાવે,
માને ઘેલાંતુર બનાવે !
મા ! મા ! કહી બાળક બોલાવે,
મા ચુમી વ્હાલે નવરાવ !
માનાં બાળક સ્હોડે સૂવે
મા બાળકમાં પ્રભુ જુવે !

માનાં બાળ ઘૂમે ને મ્હાલે,
માને બાળક જેવાં બનાવે !
બાળલીલાને માની માયા,
ધન્ય જન્મ જેણે એ તો જોયાં !

લલિત.

---

૪૫

## બાપ તે તો બાપ.

૧

બાપ તે તો બાપ
સઘળા બાપના પ્રતાપ;
હાના ને દિલ સાફ
તે તો બાળઘેલા બાપ.
વાંક કરતા માફ
તે તો એક વ્હાલા બાપ;
જીવનના સંતાપ
તે તો ટાળનારા બાપ.
બુદ્ધિ બળની છાપ
તે તો આપનારા બાપ;

જય સિદ્ધિ ને તાપ
આત્મ જગાવનારા બાપ.

બાપ સવાઈ આપ
કર્મી સપૂત બનાવે બાપ,

પ્રભુ જગતના તાત
તેનું ભાન કરાવે બાપ.

જપિયે શા ગુણ જાપ ?
વન્દી આધીન રહિયે તાત !

લલિત.

---

૪૯

## દાદાજીનું ગીત.

વ્હાલા દાદાજી હો !
તમને વ્હાલે ઓહો ! વન્દિયે !

વ્હાલા દાદાજી હો !
તમને ઘેરીને આનન્દિયે !

વ્હાલા દાદાજી હો !
તમને ઓચિંતાં હસાવિયે !

વ્હાલા દાદાજી હો !
તમને વળગી ખોળે ખુંદિયે !

વ્હાલા દાદાજી હો !
તમને કાલું કંઇ બોલાવિયે !

વ્હાલા દાદાજી હો !
તમને નાચીને નચાવિયે !

વ્હાલા દાદાજી હો !
તમને પ્રભુ સમ પિછાનિયે !

વ્હાલા દાદાજી હો !
અમને બાળકને નિભાવિયે !

લલિત.

૪૭

## ભાઇ તે તો ભાઇ.

ભાઈ તે તો ભાઇ
એની સાચની સગાઇ;

ભાઇ તે તો ભાઇ
એના હેતની સવાઇ;

ભાઇ તે તો ભાઈ
એની બાંહ્યની સરસાઇ;

ભાઇ તે તો ભાઈ
  એની વીર શી સજાઇ;
ભાઇ તે તો ભાઇ
  સોણે જાણે ન જૂદાઇ.

લલિત.

---

૪૮

## ભાઇ ને બ્હેન.

ભાઇ ને બ્હેન!
ઘૂમો દિન રેન:
કુળનાં ઉજાળ ન્હાનાં નમણાં હો નેન!
  હો નમણાં હો નેન!

ભાઇ ને બ્હેન!
રેલો સુખ વ્હેન!
માબાપને દિલ વ્હાલપનાં વ્હેન!
  હો વ્હાલપનાં વહેન!

ભાઇ ને બ્હેન!
બોલો બે વેણ!
અમી એ ઉતારનાર દુઃખડાંના ઘેન!
  હો દુઃખડાંનાં ઘેન!

ભાઈ ને બ્હેન !
દેજો દિલ દેણ:

અગલે ડગલે કહેજો અમ્માનાં કહેણ !
હો અમ્માનાં કહેણ !

ભાઇ ને બ્હેન !
લે જો એ લેણ:

ઉજળા ઉરભાવના ન્હાવાનાં લેણ !
હો ન્હાવાનાં લેણ !

લલિત.

---

૪૯

## બ્હેનના સદ્‌ભાવ.

બ્હેન તે તો બ્હેન:
દુઃખમાં દીલને વાળે બ્હેન;

બ્હીલાં વેણ બ્હેન:
સાચે ભાવ સ્મરે દિન રેન.

માની મૂર્તિ બ્હેન
એની આંખે તો દિલ રહેમ;

વ્હાલાં લાગે બ્હેન:
માયાળુ એ માની જેમ:

ભાઇઘેલાં બ્હેન:
ઓછાં ઓછાં તમને નેણ:

બંધુનાં દુઃખ, બ્હેન;
ધોતાં આંસુડાંને વ્હેન:

વીરા વન્દે, બ્હેન:
ધરતા રક્ષાનાં વ્રત નેમ.

લલિત.

---

૫૦

## વીરાનું હાલરડું.

વીરને ઝુલાવું પવન પારણે રે લોલ. ટેક.

પારણું તો પોયણ પાન જો! વીરને.
ફૂલે ફાલે વીર વાધતો રે લોલ,
હૂલે ઝૂલે લ્હેર લ્હાણ જો! વીરને.
મોંઘા મરકત મણિના મોરલા રે લોલ;
હાલરે જડાવું હેમ સાથ જો! વીરને.

૫૫

હાલરૂની હાલક—લોલકે રે લોલ;
 વ્હાલ તો વધે વીર માથ જો! વીરને

વીરો મલકાય લઉં વારણાં રે લોલ;
 પોઢી પાંપણ ચુમી પાન જો! વીરને.

માડી જાયો વીર મ્હેકશે રે લોલ,
 વાડી વધારણ છોડ જો. વીરને.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર.

---

૫૧

## બાલ-હાલરડું.

મ્હારૂં લાડીલું ફૂલ, મ્હારૂં કોડીલું ગુલ;
 મ્હારૂં બાલ ઝુલઝુલ હું ઝુલાવું ઝુલે. ટેક.

બાલકનાં નયણાંમાં નવલખ નૂર છે;
 નયણાંની નીંદમાં નવાણું લખ ડુલ. મ્હા૦

બાળ દંત કળીના હાસે હુલામણાં;
 મલકાતું ઉંઘમાં અમીથી અમુલ. મ્હારૂં

કાલુડા બોલ મને દોયલાં વધામણાં;
 ઉંઘના અબુધ વાદ છંદો મંજુલ. મ્હારૂં

જાગે આલુડું વિશ્વ સર્વ મ્હારૂં જાગતુ,
શય્યાની સોડ—સ્વર્ગ સમણાં પ્રફુલ્લ. મ્હારૂં.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર.

---

૫૨

## હાલરડું.

ખીલી ખીલી રહી આ કેવી ચન્દ્રાઃ અજબ કુમારી નાટકનાં એ ગીતની ધુન.

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા!
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં!

લાલ! મ્હાલો મજાને મંદિરિયે,
વ્હાલ! હાલો અંબારે ઉજાળીએ,

ઉછાળીએ, રમાડીએ ઉમંગમાં!
ઓળો જોળો હાં, ઓળો જોળો હાં:

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા!
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં!

પ્રભુપદમાં તુજ બાંધ્યાં પારણિયાં,
બ્રહ્મલોકનાં બતાવો બારણિયાં,



'ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારાં.' પૃષ્ઠ ૫૬.

ઉજાસ ભર્યાં મુખડાંનાં લઇએ ઓવારણાં:
ઓળો ળોળો હાં, ઓળો ળોળો હાં:

ઝુલો ઝુલો, વ્હાલા બાલ મ્હારા!
લોચનીયાંના તારા, હીંચોને ઉમંગમાં!

લલિત.

---

૫૩

## હીંચકો.

વીર! ખમા ખમા, ભાઇ ખમા ખમા:
મારા વસંત વીરને ખમા ખમા

વીર! દાદીમા હીંચાવે, ભાઇ! ખમા ખમા:
વીર! દાદીમા લડાવે, ભાઇ! ખમા ખમા.

તારે આંગણે વસન્ત વીર! વૃક્ષોની કુંજ:
કોયલ કૂઇબા હાલરડાં ગાય, મારા વીર:

આછેરી નીંદમાં પોઢોને, પ્રાણ?
મારા વસન્ત વીરને ખમા ખમા.

મારા સિંહલા વીર! વીર રાજનાં હીર તારે હૈયે રમે:
મારા બાલા જોગી! શુક સ્વામીની શક્તિ તારે નેત્રે લલે.

નેહ નિધિ દાદાજીની શીળી રે છાંય:
ગૃહ કુંજે ગુંજે ભીષ્મ બોલ, રે બાલ!
મારા વસન્ત વીરને ખંમા ખંમા.

મૂળજી દુર્લભજી વેદ.

---

૫૪

પદ

રામ રંગે રીખે એવા કૌશલ્યા કુંવર,
લાલા રંગે રીખે. ટેક—૧

છબ છબ કરતા છેડા પલળે, પાયે ચાલે ચતુર
ચાર મળીને ઉઘાડા કાંપે રે. રામ રંગે૦—૨

કર ગ્રહીને લાવે કૌશલ્યા, પરસાળે મેલે;
ગોત્રજ માનો ઘૃત દીવડો,
તે મૂઠીમાં ઘાલે. રામ રંગે૦—૩

સુમિત્રા તો લાવે શેલડી, બાળકને આપે;
કટકા તો કોરાણે ફેંકે,
પાળી લઈ ચાવે રે. રામ રંગે૦—૪

ઘૂઘરા ઘસે ને ખડખડ હસે,
ત્યારે બોધ કરે માતા;
બાળપણાને બલિહારી,
જાય શંકર વિધાતા રે. રામ રંગે૦—૫

ઘૂઘરા ઘમકે અતિ ઘણા,
ચમકે ને ઉતાવળા ચાલે;
પગતણી જે કોમળ આંગળીઓ,
ચણીઆરે ઘાલે રે, રામ રંગે૦—૬

અતિ આકુળિત થઇને રે મૈયા,
બારણીએ બેસે;
રાય તણા મસ્તાના મેગળ,
તેના વચ્ચે જઇ પેસે રે, રામ રંગે૦—૭

અતિ અડપલા કુંવર આપણા,
કહો દિન કેમ જાશે;
ભાલણ પ્રભુને પકડી બાંધ્યા,
પ્રેમને પાશે. રામ રંગે૦—૮

**ભાલણ.**

———

## ૫૫

### પદ.

કરૂં થાપટ થાપટ પાણ્,
કરૂં થાપટ થાપટ પાણ્;
રમો રમો રઘુબા રામ,
કરૂં થાપટ થાપટ પાણ્. ૧

થાપ્યા બ્રહ્મા થાપ્યા શંકર,
થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસુને વસુધા થાપી,
કોઇ ન પામે પાર. કરૂં થાપટ. ૨

ત્રણ ભ્રાતને માત પિતારે,
ગાય ગણી કર માંય;
અગમ અગોચર અતિશે ઉંડા,
કરતાનાં ઘર કાંયરે. કરૂં થાપટ. ૩

પાંપણમાં પરઠે ને સંહરે, તેને હુલાવે માત;
ભાલણ પ્રભુ રૂઘનાથજી,
સર્વને કરે શાંત. કરૂં થાપટ. ૪

ભાલણ.

૫૬

# દડા સ . રમત

દડો રમે મારી સાથ,
કુદે ફરે ને દોડે સાથ,

ફેંકું તો છેટો જઇ પડે,
દડ વડ દડ વડ દડ વડ રડે;

ઉછાળું તો ઉંચો જાય,
પાછો ભોંપર ઝટ પછડાય;

મને રમત એની બહુ ગમે,
મુંગો મુંગો કેવો રમે;

કજીયો તે કો દી નવ કરે,
કોઈની સાથ કદી નવ લડે;

સદા હસંતો રમતો રહે,
મુજને તો એ બહુ બહુ ગમે.

(મળેલું.)

———

૫૭

## ઘંટડી.

ઘંટડી બોલે ટનનનનન્
દેવો નાચે થનનનનન.

ગૂંજે ગૂ ગૂ કીર્ત્તન તાન,
આંખડી ઉઘડે, સારે સાન.

જાગે જીવનની જ્યોતિ,
સ્વધામે ઉડે ઉર્મિ સૂતી.

દયાનાં ક્ષીર ઉર ડોલે,
દાનનાં ફેન તટ ફોરે.

ઠરે છે અમી વારિ મોતી,
સ્વર્ગની સદાવ્રત કીર્તિ.

મૂળજી દુર્લભજી વેદ.

---

૫૮

# મ્હારૂં બચપણનું ઘર.

મોહક છંદ.

બુલબુલ આવી, ઝાડે બેશી,
મીઠું ગાણું ગાય,
કે મેના આવી મધુરા સ્વરમાં,
ઉત્તર દેતી જાય,

ને સૂરજ આપે, ઘરમાં આવી,
નિત્યે નવી વધાઇ.
રે એવું મ્હારૂં બચપણનું ઘર
હતું હસંતું ભાઈ! ૧

કે ચલ્લી આવી, ચીં ચીં કરતી,
શોધે નિર્ભય સ્થાન,
ને ચલ્લો તેનો તરણાં લાવી
માળો કરે નિદાન;

હું એ બન્નેને, સૂ સૂ કરતો,
કુદી ઉડાડું ધાઈ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર,
હતું હસંતું ભાઈ! ૨

કે ધૂં ધૂં ધૂં ધૂં કરતા કોડે,
ભ્રમર ભમે ચોપાસ,
ને મધમાખીઓ ફૂલોને તો,
ચૂમતી કરે વિલાસ;
એ દેખીને હું પણ ફૂલ લેવા,
ઝટ દોડું હરખાઇ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર,
હતું હસંતું ભાઈ! ૩

કે જળ કુકડીઓ તરે નદીમાં,
પાયે પડીને શાંત,
ને મીઠી લ્હેરે પંખો નાખી,
પવન કરે જ નિરાંત,
ને કુદી નીચે ઝાડો પરથી,
ગબડે પાન ઝુલાઇ;
રે એવું મ્હારૂં બચપણનું ઘર,
હતું હસંતું ભાઈ! ૪

અહિં ચંદ્ર ઉગી અમીની છૂપી,
વરસાવે આશીષ,
ને તારાઓ સૌ ચોકી કરતા,
જાગે આખી નિશ;

એ સૌએ સાથે મળીને પૂરણ
                    સ્વર્ગ બનાવ્યું આંહિ,
રે એવું મ્હારૂં બચપણનું ઘર
                    હતું હસંતું ભાઈ! ૫
અહિં પાછી ઝાડોને ફૂલોની
                    લીલા પૂર જણાય,
ને પક્ષીઓનું મધુર કંઠે
                    ગાણું હજી ગવાય;
પણ તે વેળા તો એ સૌ લીલા
                    ઓર જ દીપતી કાંઇ!
રે એવું મ્હારૂં બચપણનું ઘર
                    હતું હસંતું ભાઇ. ૬

---

અ. ફ. ખબરદાર.

૫૯

## આગગાડી

કટાવ.

ખસો ખસો સહુ, બાજુ આવો,
                    જુઓ જુઓ રે!
પેલું ઘેલું જંગલી ગજનું, જુથડું મ્હોટું;
ખુબ હાંફતું, ફૂં ફૂં ફૂં ફૂં,
                    ફૂં ફૂં કરતું,

વરાળ રૂપે, દમ કાઢતું;
ચીંઈ–શબ્દે ચીસ પાડતું;

સાવધ કરવા, મુકામ પરના, રખેવાળને,
બેસનારને, જોનારને,

કે હું આવું, સહુ સલામત,
છે વા ગરબડ?

* * *

ત્યમ ચેતવણી મુકામ પરના રખેવાળ તે
નિજ તરફથી જો કંઈ હોયે તો બતલાવે
ઉંચે કાષ્ટની ફળી ટાંગીને વાવટા ઉડાવી
દીવા રાખી, સિગનલ રૂડી;

રાતી જણાવે, ભય છે માટે ઉભું રહેવું,
લીલી જણાવે, સંભાળીને હળવે હળવે
જોતાં આવવું,

ધોળી જણાવે, નથી હરકતો, પુર દોડથી,
ઝટ ઝટ આવવું.

* * *

એ તજવીજે, સાવધ રહે જૂથ,
ઘણું ડાહ્યું તે, સમજવાળું,

ખુબી ભરેલું, રમાડનારૂં, ગુણ કરનારૂં;
તોપણ દીસે બ્હાર થકી તે ગાંડું ઘેલું.
ઘણીક રીતે;
બરાડવામાં વળી ચાલવે, પગલાં મૂકવે,
સરખી રીતે,

વેળાએ તો ધીમે ધીમે
વેળા એ તો ઉતાવળાં ખૂબ,
વાયુ પેઠ તે ઉડી જાએ.
જે કારણથી પગથી બોલે
ડઅબ ડઅબ ડબ
ડબ ડબ ડબ ડબ, ધપ ધપ ધપ ધપ,
ટક ઢક ટક ઢક,
ટ્રક ઢ્રક ટ્રક ઢ્રક, ટ્રક ઢ્રક, ટ્રક ઢ્રક,
ખડ બડ ખડ બડ, ખરરર ખરર,
અરરર સરરર, ટક ઢક ટક ઢક ટક ઢક;
ટક ઢક ટક ઢક ટક ઢક ટક ઢક
વાયુ બોલે ખરરરરરરર ખરરરરરરર

હાંફો ચાલે કુંઉં કુઉં;
વચમાં મોટી, બોલે સુઉઉ;
પાછી પગથી ટ્રક ઢક ટ્રક ઢક;

ઉભુ રહેતાં કચુ ઉઉઉઃ
ધન્ય જૂથને !

પીઠે આણે, બોજા મોટા, માલ અને
સહુ જનાવરોને, લોકોને પણ,

બેસાડીને, અંબાડીમાં,
જેમાં શોભે, છાજોવાળા, ઘણા ઓરડા;

કો કો દીસે શણગારેલા, શ્રીમંત સારૂ,
કો કો સાદા ગરીબ સારૂ.

એ સંઘાને, આંચ વગરની ખુશાલીમાં
સુખ આવતાં,

આણે છે જૂથ, કાપી ઝટ ઝટ,
લાંબા મારગ.

જે બહુ શોભે, સડક થયેથી;
સડક જોઈ જે, અનહદ લાંબી;

જેની વચ્ચે, પગથી રૂડી, એકમેકથી
પાંચ ફુટ નવ ઇંચ ફુટ છે,

લોઢાની કહું જમીન સાથે, બેસાડેલી;
થાય ઘસાઇ, લીસી ચકચક, તડકે ચમકે,
રૂપાં સરખી,

જે વળી કદમાં પુણા પાંચ ઇંચ
ઉંચાઈમાં, પહોળાઈમાં, અઢી ઇંચ પણ,

જૂથ પગ મૂકતું, સફાઇથી રે;
જેમ જાદૂગર, દોરડી ઉપર, દોડે તેમજ.

સડકતણી બે બાજુઓએ, હદ કટેરા,
એક પાસ તો,

વિજળી કેરા, તારો ઉંચે, લટકે શોભે,
થંભો બાંધ્યા,

જેનું અંતર એકમેકથી, સાડ વાર છે;
હદ પેલીગમ, બે પાસે છે, રૂડાં ખેતરઃ

જે ચોમાસે, લીલે ઘાસે, લીલે ઝાડે,
વાયુ લ્હેરમાં, રમ્ય જ લાગે;
વળી પર્વતો લીલોતરીથી ભરેલ સુંદર.

પણ જ્યારે જૂથ નદી દરિયાપર
પૂલો પરથી આવે ત્યારે
શોભા અનુપમ વિશેષ વર્ણું, ચોમાસામાં.

*　　*　　*

રૂમઝુમ રૂમ ઝુમ મેહુલો વરસે,
પર્વત ભૂરા, જણાય સારા.

મીઠો લાગે શબ્દ પાણીનો, મળેલ જેને
ગજ જૂથડાંનો, ઘઘઘઘઘઘ.

* * *

જૂથ દોડે ત્યાં, લોઢાના પૂલ, કારિગરીના,
કમાન ઉપર બંધાયેલા;
વળી કો મારગ, પહાડો વચ્ચે,
ખોદ્દી કાઢયા;

બાજૂ જોતાં, કાપ્યા લાગે કરવતથી
ખુબ સફાઈથી તેઃ

જેમાં જૂથડું ચીંઈઈ કરીને જાએ ત્યારે
અંધારૂં ઘન, અજબ પમાડે;
પછી જતું રહે, ને અજવાળું
પાછું આવે!

આહા! કેવું વિસ્મય કરતું બેસનારને!
પવન મઝેનો, ડીલે લાગે;
એ સઘળાંથી, તનમન ઉપર,
થાય અસર બહુ;

હરખ હરખમાં, લ્હેરે ઉંઘે;
એવી રીતે એક જગેથી બીજી જગાએ,
કામકાજપર, મોજ મારવા,

* * *

થોડે પૈસે * * * * * લોકો કરતા
સવારી ખાસી, જુથપર બેસી,
તે કેવું ! તો !

બહુ દોડતું, સરતી ઘોડો, તેની આગળ
શું જ દોડશે ?
જરૂર પડેથી એક તાસમાં સાઠ મૈલનું
અંતર કાપે.

રોજ કામમાં, ઘણીક વેળા, લોકોનો તો,
હજાર પંદર
મુંબઈ મણનો, ભાર લઇને,
તિસનું જુથડું,

દર કલાકે, વીસ મૈલનું;
ફક્ત માલનો કહું પીસતાલીસ
હજાર મણનો, બોજો લઇને,
પચાસ જૂથનું, બાર મૈલનું;

અંતર કાપે.
અવઘડ વેળા અતીશ ચાલે,
કદી ન થાકે.
બેસનારનું પાણી ન ઉછળે એવું દોડે
ઝુલતું ઝુલતું, મદે ભર્યું;

પણ માવધ કેરી, આજ્ઞા ઝટ લઇ,
માની કરીને, અટકે, ચાલે.
પણ જ્યારે કરીએ, વિચાર કે એ,
રૂડું જુથડું,

માનવી જાતે, બુદ્ધિ જોરે, ઘણી મહેનતે,
ઘણેજ પૈસે, ઉપજાવ્યું છે;
ત્યારે તો વળી, આંખો ફાટે, મ્હોડાંમાંથી,
થાએ હેં હેં !

ધન્ય ધન્ય છે, માનવી તુંને !
તું ન કરે શું ?
લાભ થાય તે, ગણાય નહિં રે.
સહુ જન કહે, લાભો મોટા દેશાટનને
વેપારોથી, થાએ છે, પણ
તેનાં સાધન આવાં જુથ છે.

ઘણે દુરથી, માલ લોક તે, આવે સ્હેજે;
એક જગે જો પડે કામ તો, બીજી જગેથી,
ધાન્યો આવી, છત થઇ રહે !
એક જગે જો બંડો થાએ, બીજી જગેથી,
ઝટ કરી આવે, લશકર મોટું;
એક દેશની વસ્તુ રીતો, બીજા દેશમાં,
આવી મચતી.

વળી વેપારો શરાફી ધંધા, વિદ્યા હુન્નર.
વધે બહુ જર્યાં, અછત હોય ત્યાં.

કુસંપ અંતર તુટી જાએ,
સંપ વધેથી સુખને સંપત વધે દેશમાં.

અરે કહું છું આવાં જુથડાં
જગેજગે રે ભમતાં થાશે,

રમતાં રહેશે, પ્રવાસ વધશે, ધંધો વધશે.
ત્યારે પછી ભરતખંડની બઢતી થાશે!

નર્મદાશંકર

---

૬૦

## પડઘો.

પડઘો પડછંદો પાડે,
અવાજ સામો એ ઉચ્ચારે,
મળતા સાદે પડઘો બોલે—પડઘો૦

બાળ કહે જો 'એક'
તો તે પણ બોલે એક.
બાળ ડરાવે 'ચૂપ'
વળતી તે ધમકાવે ચુઊઊપ.

એમજ સરખા સાદે બોલે
વારે વારે ચાળા પાડે—પડઘો૦

છેલ્લા શબ્દો પકડી બોલે;
કહો જો 'તું નહિ બોલ'
પડઘો કહેશે 'નહિ બોલ'
વિવેકથી કહો 'ભલે પધારો'
માનથી કહેશે 'ભલે પધારો.'
બાળક જેવું બોલે તેવું,
પડઘો જવાબે કહેશે તેવું.—પડઘો૦

(મળેલું.)

---

૬૧

## વન ગોઠિયા.

આવો આવો જો! ઉગે ચાંદલિયો:
ત્યાં છે વનરાજના વાસ,
ત્યાં છે સિંહરાજના વાસ:
બ્હેની! ચાલ રે! રમવાને કાજ: આવો૦

વન વગડે કાળાં કોતરાં, ને ત્યાં
સિંહ સિંહણનાં રાજ;
ખેલે છે ખીણે બે બચ્ચાં સિંહણનાં,
ચાલ રે! ગોઠડીને કાજ;
બ્હેની! ચાલ રે! રમવાને કાજ: આવો૦

બાળસિંહોનાં મુખડાં તું ખોલે જો.
ગણીશ તેના હું દાંત;
બચ્ચાંની માડી જો લડવાને આવશે,
કાઢીશું કૌતકની વાત:
બ્હેની! ચાલ રે! રમવાને કાજ: આઘો૦

જંગલ ઘટામાં ઘૂમવાને આવ્યાં,
મળી અમારી આ જાત;
માસી અમારી તું સિંહણ! છો સાચી
અમ માની તારી એક ભાત:
બ્હેની! ચાલ રે! રમવાને કાજ: આઘો૦

મૂળજી દુર્લભજી વેદ.

---

૬૨

## બાળકોનો આનંદ.

( લાવણીની ચાલ )

એકે મૂક્યું ઝિણું તણખલૂં, બીજાને માથે;
છુપું તે બીજાને માથે,
બીજાને માથે રે, પછી તે હસે સૌ સહુ સાથે-
કુદતે અંગે કુદતી આંખે, પેલાને જોયે;
રહી રહી પેલાને જોયે—
પેલાને જોયે રે, હિલંતા હોઠો બહુ સ્હોયે

આ પરમાણે કુદતું બોલે, ઠાવકપણમાં તે;
છળતાં ઠાવકપણામાં તે—
ઠાવકપણમાં તે રે; કહે કંઇ નાચે છે માથેઃ—

"કોઇને માથે, અગલું નાચે બગલું નાચે,
ગામનું ગધેડું નાચે, પાડાની પરોશણ નાચે,
ખેતરનો તિર ઘોડો નાચે."—

પેલો ત્યારે ઝંખવાઇ જઇ, ફાંફાં બહુ મારે;
બિચારો ફાંફાં બહુ મારે,
ફાંફાં બહુ મારે રે, તેમ તેમ હસે ત્યારે.

ખોળી કહાડે જ્યારે પેલો, તાળી સહુ પાડે;
એકદમ તાળી સહુ પાડે—
તાળી સહુ પાડે રે, હસતાં ખડખડ તે લાડે.

નર્મદાશંકર

———

૬૩

## વિદુષક.

હું બની બનાવું, રંગ ઉપજાવું,
હસવું લાવું, ખડ ખડ ખડ,
બહુ ફરેબ લગાવું, ક્રોધ જગાવું,
આંસુ પડાવું, દડ દડ દડ;

વળિ સહુને નચાવું, તોબા કરાવું,
બહુ વરસાવું, ભય ભય ભય
સહુ ખોડ છુપાવું, બહુ જસ પાવું,
સહુને અપાવું, જય જય જય.

નર્મદાશંકર.

---

૬૪

## ગામડિયો અને ઘડિયાળ.

મનહર છંદ.

ભૂપના ભવનમાં સુતો ગમાર ગામડિયો,
ઘડીઆળ ઘોષ સુણી ભડકી ભાગે છે;
બૂમ સુણી લોકે કારણ પૂછ્યું તો કહે,
છે તો ઘર ઠીક પણ બીક બહુ લાગે છે;
નકી ભૂત થાય મરી જાય આ ઘરમાં,
આ ઘરમાં ભાઇ ભારે ભુતાવળ જાગે છે;
રાત અરધીક જ્યારે જાય દલપતરામ,
ઘણુણુણ ઘણુણુણ ઘંટડીઓ વાગે છે.

કવિ દલપતરામ.

---

૬૫

## વીર લડવૈયો.

( મનહર છંદ. )

ધીરજ અનેરી ધરી, તૈયારી ઘણેરી કરી,
છાતી કસકશી કેડમંધણુંય બાંધીયું;
હૈયે હુશિયાર થઇ, આંય એય ઉંચી લઇ,
જીંદગી બચાવા મહાઘોર કામ સાધીયું;
આંખ ઘણી ઘેરી બની, દિવસ દિસે રજનિ,
ચિત્તડું ચમકી—છકી કુદવાને મંડિયું;
ગણી ન ધ્રુજારી ભારી, કમકમી દબાવી સારી
વીર લડવૈયે, અહા ! પી લીધું એરંડિયું.

સુન્દરી સુબોધ જુલાઇ ૧૯૦૭.

---

૬૬

## ઘેલી મુસાફર.

“ અમે ઈડરીઆ ગઢ જીત્યાંરે આનંદ ભલા ”—એ રાગ,

એક હતી મુસાફર ઘેલી રે, સૂણો સાહેલિયો,
તેની આગળ એક તપેલી રે, સૂણો સાહેલિયો.

ગઇ રાતની રાખી એઠી રે, સૂણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠી રે, સૂણો સાહેલિયો. ૨

ઘણી રીતે ઘશી ઘશિ થાકી રે, સૂણો સાહેલિયો;
બહુ ડાઘ રહ્યા તોય બાકીરે, સૂણો સાહેલિયો. ૩

પુરી રીસે તપેલી ઉપાડી રે, સૂણો સાહેલિયો;
સામી ભિંતની સાથે પછાડી રે, સૂણો સાહેલિયો. ૪

લઈ પથરો તપેલીને કૂટી રે, સૂણો સાહેલિયો;
પડયાં ફાંકાં તપેલી તો ફૂટી રે, સૂણો સાહેલિયો. ૫

થયા બપોર ભુખ તો લાગી રે, સૂણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગી રે, સૂણો સાહેલિયો. ૬

એને વાસણ આપે ન કોઈ રે, સૂણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇ રે, સૂણો સાહેલિયો. ૭

તોય થઇ ન તપેલી તો સાજી રે, સૂણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજી રે, સૂણો સાહેલિયો. ૮

જેથી સ્વારથ આપણો જરિયે રે, સૂણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરિયે રે, સૂણો સાહેલિયો. ૯

લાત દૂઝતી ગાયની ખમિયે રે, સૂણો સાહેલિયો;
તેને તજીએ તો દૂધ કયાં જમિયે રે, સૂણો સાહેલિયો. ૧૦

કોઇની સાથે તુંકારે લડિયે રે, સૂણો સાહેલિયો;
એમાં આપણે હલકાં પડિયે રે, સૂણો સાહેલિયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટું રે, સૂણો સાહેલિયો;
દલે સાચું માનો નથી ખોટું રે, સૂણો સાહેલિયો. ૧૨

કવિ દલપતરામ.

---

૬૫

## ભણતરનાં ફળ.

[ મનહર છંદ ]

ભણતર ભણ્યા થકી ચિત્તમાં વિચાર પામે,
ચિતના વિચાર થકી બુદ્ધિબળ થાય છે;

બુદ્ધિબળ થકી કળા કુશળતા કોટિ વધે,
કળા કુશળતા થકી ઉદ્યોગ કરાય છે;

ઉદ્યોગ કર્યા થકી ધંધા અનેક ધારી શકે,
ધંધા થકી દેશ વિશે દૌલત દેખાય છે;

દેશની દૌલત થકી દાખે દલપતરામ,
દેશની પ્રજાનું દેખો દુઃખ દૂર જાય છે.

કવિ દલપતરામ.

---

૬૮

# વિદ્યા.

શાર્દૂલ વિક્રીડિત.

વિદ્યાથી જન જ્ઞાન યત્ન કરિને, નિત્યે વધારો સહૂ,
વિદ્યા જ્ઞાનથી થાય દેશી જનની ઉત્કર્ષતા રે બહુ;
સુવાસીત અમૂલ્ય ફુલ જગમાં વિદ્યા દિશે છે ખરે,
નાના વિધ પ્રકારનાં સુખ દિયે, ને રોગ સર્વે હરે. ૧
એ અજ્ઞાન તિમિર જે ચિત તણું, તેને સમૂળું હણે,
વૃત્તિ ઉદ્ધત જાય ધોવાઈ બધી તેજસ્વી હૈડું બણે;
વિદ્યાવંત પુરૂષ કાર્ય સઘળાં, વિચારી નિત્યે કરે,
સારૂં ને નરસું સહુ પરખીને, જૂઠું ન દિલે ધરે. ૨

* * * * *

વિદ્યા વિહીન માનવી પશુ સમો, શું ફેર બીજો કહૂં,
પક્ષિને માનવી સરવને, ખાતા પીતા તો લહું.
એનો પ્રેમ અનંત ને અચળ છે, સાચી સગી એ જગે,
આપે સૂખ અપાર પ્રિય જનને, કોથી ન બીહે ડગે. ૩
વિદ્યાને ગ્રહવા થકી દુખદ જે, વેહેમ તે નાસતા,
દેશો કૂપ પડેલ બા'ર નિસરે, ભાનૂ ઉદે દાખતા;
વિદ્યા દે હક ધર્મની સમજને, જે, યોગ્યતા આપણી,
માટે મસ્ત બની મધુવચ ગ્રહો, સાચી જડી સૂખની. ૪

મધુવચરામ.

૬૯

# ક્રોધ વિશે.

"નાથ કૈસેં ગજકો બંધ છોડાયો" એ રાગ.

કોઇ પર ક્રોધ ન કરશો કદાપિ,
અતિ ક્રોધ છે પૂરણ પાપી;
કોઈ પર ક્રોધ ન કરશો. ટેક.

ક્રોધ કુબોધ અધિક ઉપજાવે,
સદ્ય સુબોધને કાપી;
વહાલાં માંહી વિરોધ વધારે,
શોધ સમૂળ ઉથાપી. કોઇ પર. ૧

કૃત્ય અકૃત્ય કશું ન વિચારે,
જ્યારે રહે રીસ વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં ન પેસે,
છાપ પટોળે છાપી. કોઇ પર. ૨

આપની સઘળીએ વિસારી સુમતિયો,
ક્રોધે કુમતિ જેને આપી;
નહીં કરવાનાં કામ કરી નર,
રોયા છે વનમાં વિલાપી. કોઇ પર. ૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા,
જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં
ખ્યાત છે વાત અદ્યાપિ. ક્રોધ પર. ૪

કવિ દલપતરામ.

---

૭૦

## સત્ય વિષે.

("જાદુગારો ધુતારો કાંઈ કરી ગયો રે" એ રાગ)

ચિત્તે ધારી વિચારીને ઉચારી જુઓ રે,
સત્ય કેવું છે સુખકારી જુઓ; ચિત્તે. ટેક

સત્ય ઉચારે તે સુખ ધારે,
હાંરે ન વિચારે તેની સ્થીતિ તો નઠારી;
જુઓ રે, સત્ય. ૧

સત્યની વાણી સઘળે પ્રમાણી,
હાંરે ઉર આણી વખાણી નરનારી;
જુઓ રે, સત્ય. ૨

સત્ય તજાય તો જશ ટળી જાય છે,
હાંરે ખાય ખત્તા અને થાય છે ખુવારી;
જુઓ રે, સત્ય. ૩

સત્ય આધારે ધનને વધારે,
હાંરે વડા વિદ્વાન વિવેકી વહેપારી
જુઓ રે, સત્ય. ૪

સત્ય ન બોલે તે ખર તોલે,
હાંરે સત્ય બોલે તે તો લે શોભા સારી;
જુઓ રે, સત્ય. ૫

પરમ પિતાજી સત્યથી રાજી,
હાંરે પૂરા પાજી રહે રાજી સત્ય હારી;
જુઓ રે, સત્ય. ૬

પરમ ધરમ પણ સત્ય પ્રમાણો,
હાંરે બોલી જાણો ઉર આણો સ્વર્ગ બારી;
જુઓ રે, સત્ય. ૭

દલપતરામે કહ્યું શુભ કામે
હાંરે સર્વ ઠામે સદા સત્ય સંભારી;
જુઓ રે, સત્ય. ૮

કવિ દલપતરામ

---

૭૧

# સ્વદેશાભિમાન.

ઉપેંદ્રવજ્રાવૃત્ત.

મળી રહે છે ખગ એક માળે,
કરે સહુ સંપ જ કષ્ટ કાળે;
તમે બધા તેમ જ પક્ષ તાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.—૧

કહું કથા શી મધમાખિ કેરી,
ઘરો બનાવે મળિને ઘણેરી;
વિચારીને વાત તમે વખાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.—૨

* * *

સ્વદેશનું સર્વ પ્રકાર સારૂં,
તમે કરો તે ગણિને તમારૂં;
જરૂર એમાં જન ધર્મ જાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.—૩

મચે કદી સંકટ એક માથે,
સજો તમે હિંમત તેહ સાથે;
વટાઇ જાવું કદિ તે વટાણે,
અરે સ્વદેશી અભિમાન આણો.—૪

* * *

પિપીલિકા સંપ કદી કરે છે,
મહા અહિનો પણ પ્રાણ લે છે;
ભલે અહિ હોય બળે ભરાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.—૫

કરો બને તેમ ઉપાય કોટી,
તજો અરિશ્યા ઉરમાંથી ખોટી;
કુસંપથી અર્થ નથી સધાણો,
અરે સ્વદેશી અભિમાન આણો.—૬

* * *

કવિ દલપતરામ.

---

૭૨

## ધર્મ.

સત્ય સનાતન ધર્મ ગ્રહીને,
સત્ય પથે જવું શાન્તિ લહીને:

ધર્મ ગયો તો સૌખ્ય જવાનું;
શાન્ત કદી ઉર ના જ થવાનું.
ધર્મ ગયો તો સર્વ ગયું રે,
જીવન વ્યર્થ જગે ધરવું એ!

ધર્મથી સૌખ્યઃ સુધર્મથી શાન્તિઃ
ધર્મ ગતિ જ સદા હિતકારી.

*　　*　　*　　*

ધર્મજ વિશ્વ તણું અવલમ્બનઃ
ધર્મ પ્રવૃત્તિ નિવૃત્તિનું સાધન.
થાય પ્રસન્ન સુધર્મથી ઈશ્વર
ધર્મ પ્રભુઃ જનનો પરમેશ્વર,
દે બલ ધર્મનું, દે બલ ધર્મનું,
ઓ પ્રભુ ! એજ ફરી ફરી માગું.

જ્ઞાનસુધા, ડીસેમ્બર ૧૯૦૮.

૭૩

## સંતોષ વિષે.

ભુજંગી છંદ.

બધા દોષ ને રોષ સંતોષ બાળે,
તથા સુખ દૈ દેહનાં દુઃખ ટાળે;
નકી તાપ તૃષ્ણા તણો તે નઠારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૧

જડી જાણ સંતોષની ખાણ જેને,
ત્રિલોકી તણું તો મળ્યું રાજ તેને;
ખરે ખાત લાગે બિજો સ્વાદ ખારો,
સદા સર્વથી શુદ્ધ સંતોષ સારો. ૨

*　　*　　*　　*

રળો ને ખપો ખૂબ ઉદ્યોગ રાખી,
સજો સૂખ સંતોષનો સ્વાદ ચાખી;
કદી દીનતા તો ન આપે ઉચારો,
સદા સર્વથી શ્રેષ્ઠ સંતોષ સારો. ૩

દુખી હોય પોતાથકી કોઇ પ્રાણી,
જુઓ એ થકી આપ શ્રીમંત જાણી;
પ્રભુનો પુરો પાડ ધીરેથી ધારો,
સદા સર્વ શ્રેષ્ઠ સંતોષ સારો. ૪

હતો એક જોડા વિના રાંક જેવો,
વિના પાવ તેણે દિઠો એક તેવો;
કહ્યું આ થકી તો ભલો જન્મ મારો,
સદા સર્વથી શ્રેષ્ઠ સંતોષ સારો. ૫

વસે જો થઇ શુદ્ધ સંતોષવાળો,
મટે માનવી ઇંદ્રનો ઓશિયાળો;
નહિ કોઇની તે તમા રાખનારો,
સદા સર્વથી શ્રેષ્ઠ સંતોષ સારો. ૬

કવિ દલપતરામ.

૭૪

## જાતે કરિયે કામ.

જાતે કરીયે કામ
તો બનિયે બળવંત તમામ;
જાતે કરિયે કામ
તો ભોગવિયે સુખ તમામ;
જાતે કરિયે કામ
તો દુઃખ ટાળિયે તમામ;
જાતે કરિયે કામ
તો વ્હાલાં થઇએ તમામ;
જાતે કરિયે કામ
તો સૌને દઇએ આરામ.

લલિત.

---

૭૫

## કામણગારાં કામ.

એ તો એક ધર્મને કામ
સંગે સદાય સ્હાય તમામ;
એ તો એક પુણ્યને કામ
હસતે મ્હોયે મળે તમામ;

એ તો એક રાજ્યને કામ
હિતચિંતનમાં લીન તમામ;
એ તો એક હેતને કામ
ગાતાં ઘૂમતાં હોય તમામ;
એ તો એક પ્રભુને કામ
કામણગારાં અહો! તમામ.

લલિત.

---

૭૬

# પળ.

કુંડળિયા.

જાતી પળ પટપટ વળી, મિનીટ ચાલી જાય,
ઘડી–કલાકો–પ્હોરને, રાત્ર દિવસ વહી જાય;
રાત્ર દિવસ વહી જાય, જાય મહિના ને વરસો,
ગયો ન આવે કાળ, હોય સારો યા નરસો;
કરવાનું તે કરો, હોંશ રાખી દિન રાતી,
પળ પળ કરતાં અરે! જીંદગી ચાલી જાતી. ૧

નરમણિ.

---

૭૭

# દેશમાં સંપ કરો.

ગરબી.

દેશમાં સંપ કરો, સંપ કરો,
દીલે દેખી કુસંપથી ડરો રે; દેશમાં૦ ટેક

હાંરે જે કોઇ સંપ તજીને સુખ માગે,
તેના સૂતેલા શત્રુ જાગે રે; દેશમાં સંપ૦—૧

હાંરે તજિ સંપ લડાલડી આવે,
તેમાં તુર્ત ત્રીજાને ફાવે રે; દેશમાં સંપ૦—૨

હાંરે જે કોઇ વીઘા જમીન સારૂ લડતા,
રાજ્ય ખોઇને રહ્યા હવે રડતા રે; દેશમાં સંપ૦—૩

હાંરે હજી હઈડે વિચારી નહીં જોશો,
ખરે ખાત છે હાથમાં તે ખોશો રે; દેશમાં સંપ૦—૪

હાંરે તમે ટંટા ધરમના ટાળો,
જેજે પ્યારો લાગે તે ધર્મ પાળો રે; દેશમાં સંપ૦—૫

હાંરે છળ દગા કપટ દો છોડી,
આખા દેશની થઈ આબરૂ થોડી રે; દેશમાં સંપ૦—૬

હાંરે કરી સંપ કાંઇ હુન્નર હલાવો,
ફરી દેશની વખત ફેરવાવો રે; દેશમાં સંપ૦—૭

હાંરે કોઈનું સારૂં દેખીને શીદ દાઝો,
તેને ખુડાડી મારવા ન બાઝો રે; દેશમાં સંપ૦—૮

હાંરે વાંચો દલપતરામની વાણી,
પક્ષપાત વિના સત્ય પ્રમાણી રે; દેશમાં સંપ૦—૯

કવિ દલપતરામ.

---

૭૮

## જાત તેવી ભાત.

દોહરા.

રાજ મળ્યું તો શું થયું, કરજો વિચાર કોય;
જાણે નીતિ રાજની, રાજબીજ જો હોય. ૧

તજી અયોધ્યા અવધપતિ, વીચરતાં વનવાસ;
પુર બહાર મળિ સૌ પ્રજા, અંતર થઈ ઉદાસ. ૨

કર જોડી જન સૌ કહે, કોણ અમારો રાય;
પાળનાર નિશ્ચે કરી, વળતી થાઓ વિદાય. ૩

ત્યાં બાળક રમતા હતા, જૂદી જૂદી જાત;
એકે એકે તેહને, રામે પૂછી વાત. ૪

તુજને સોંપુ રાજ તો, કેમ કરે તું રાજ;
સુણિ બોલ્યા પ્રત્યેક તે, અહીં લખું છું આજ. ૫

## હજામ બોલ્યો.

મનહર છંદ.

સોનાનો સજાયો ને શલાડીએ સોનાની કરૂં,
ચાંદીનો તો ચીપિયો કરાવીને વતાં કરૂં;
નરેણીએ લટકાવું લૂમખા હીરા મોતીના,
ખોટું નહિ વચન આ કહું છું ખરેખરૂં;
કાતર ને કાંશકો કરાવું ઉંચા કુંદનનો
કોથળી તો કીનખાબની વિશેષ વાપરૂં;
મળે રાજ ગાદી તો આ ખાદીનો રૂમાલ ખોઈ,
ઉમદા એકાદી સાલ પાથરણે પાથરૂં. ૬

---

## નટ બોલ્યો.

કુકડાં ને કુતરાં ભલાં ભલાં ભેળાં કરિયે,
પાડા ને ગધાડા પણ પાર વિના પાળીએ;
નાચીએ ને કુદીએ ન રાખીએ લગાર લાજ,
ગોઠમાં ને ગમતમાં દિન રાત ગાળીએ;
ઉંચી આંખો રાખી રોજ ચાલીએ ચોટામાં ચાહી
નિચાં નેણ કરી શીદ ભૂમિ ભણી ભાળીએ;
મળે રાજ પાટ તો ઉચાટ ચિત્તના તજીને,
છરા મુકી છાંડી, છતે રૂપૈઆ ઉછાળીએ. ૭

---

## વણિક બોલ્યો.

દરબાર ખાતે દેશો દેશમાં દુકાનો કરી,
સંપડાવીએ વિશેષ નાણું તો સરાફીએ;
ચાલે નહિ તેટલા જ રાખીએ ચાકરીઆત,
લગાર લગાર તો પગાર સોના કાપીએ;
કવિ ગુણી પંડિત કે આવે કોઇ આશા ધરી,
કોઇને કદાપિ એક દમડી ન આપીએ;
મળે મને રાજ તો હું કાજ એવું મોટું કરૂં,
થાપણ કરોડ બે કરોડ કરી થાપીએ. ૮

---

## બ્રાહ્મણ બોલ્યો.

બ્રાહ્મણ કહે જો ભલા ભાગ્યથી હું ભુપ થાઉં
મેનામાં બેશીને રોજ જાઉં ભિક્ષા માગવા;
મોટા મોટા વરા કરી હુંજ વખણાઉં અને,
બ્રાહ્મણ બીજાનાં અભિમાન લાગું ભાગવા;
વાડીઓમાં તૂંબડાના વેલા વવરાવું અને
દરભના પૂળા તો અનેક રાખું આગવા;
આવે શત્રુ ભોજ તેને આપું હું આશીરવાદ,
બ્રાહ્મણ જાણીને તે તો લાગે પગે લાગવા. ૯

---

સર્વ જને સુણિને કર્યો, મનનિશ્ચય મજબૂત;
રાજબીજ જે હોય તે, રાજ્ય જોગ્ય રજપુત. ૧૦

કવિ દલપતરામ.



૭૯

## ભિખારી.

(અનુષ્ટુપ.)

ખેડુતનાં બાળકો ન્હાનાં, તાપે છે તાપણી કને,
લાંબી રાત શિયાળાની, ટૂંકી વાત થકી કરે.

(લાવણી)

નિર્દોષ ગમત ગપ્પાંની ધૂનમાં પ્રહર સહજ વહી જાતા,
તાપણી કેરા તાપથી થાતા, ગાલ બાળના રાતા.

(ભૂજંગી)

ધીમેથી તહીં બારણું કોક ઠોકે,
અને બાળકો કાન આતુર દે છે;

ધીમે ધ્રજતે, આર્ત શબ્દે બિચારો,
વિનંતિ કરે કોક વિશ્રાન્તિ કાજે.

"વહે શીત વાયુ કરી સૂસવાટ
પડે વૃષ્ટિ સાથે કરાઓ અપાર.

ગિરિ એક સ્હામો, બિયાબાં પહાડી
અરે બાપુ ! કહો કેમ હું જાઉં ચાલી ?

"થયા તેજ હીણા વયે નેત્ર-દીવા,
નહીં રાત્રિએ માર્ગ શોધી શકાય.

અને ચીથરે હાલ જે વસ્ત્ર મ્હારાં
અરે વાયુના ક્રોધ સ્હામે નકામાં."

"નથી શકિત, બાપુ ! જુઓ ચર્ણ ધુજે,
થયાં ગાત્ર મ્હારાં વયે છેક ઢીલાં,

નથી નાડીમાં લોહીનું એક ટીપું,
અને કાળજું વેદનાથી ચૂંથાય.
"ઉઘાડો તમે બારણું થૈ દયાળુ.
અને બાપલા ! આશરો આજ આપો.

નથી કાલ મારે હવે બાપુ જોવી
મને મૃત્યુની પાંખ લાગે નજીક."

(વસંત તિલકા)

વ્યાપી દયા સહુ ઉરે ચટ ખેડુ દોડયો,
આવો ભલે, કહીજ તાપણી પાસ આણ્યો.

કાંપે બધું શરીર ટઢ્ઢાડથી બાપડાનું
ને શ્યામ વર્ણ મુખ દુઃખ થકી થયું છે.

ટોળે મળ્યાં સઉ શિશુ અતિથિ સમીપ
ઠીજી ગયેલ કરને ઘસી હૂંફ આપી,
ને વૃદ્ધ ડોશી ઝટ ઉઠી ગઈ રસોડે
તૈયાર કીધી શ્રમહારક રાબ તાજી.

પ્રીતિ થકી શિથિલ જીવ ફરી પ્રમોદ્યો.
ધીરે રહી કરચલી વત ગાલથી ત્યાં—
ચાલ્યું વહી નયનથી જળ બોર બોર
આભાર જે અકથ અંતરનો જણાવે.

તે જોઈ ગોષ્ટિ સહુ બાળ તણી વિરામી,
નિઃશ્વાસ દીર્ઘ ઉર ઉરથી આવિયા ત્યાં,
ને શોક સાથ કં હર્ષનું સ્વપ્ન દિવ્ય
લાધ્યું તથાપિ નહિં કારણ કોઇ જાણે.

નર્મદાશંકર બાળાશંકર.

---

૮૦

# અજ-શિશુ.

ચોપાઈ છંદ.

પેલું બકરી કેરૂં બાળ,
વિખુટું માડીથી આ કાળ
ઉભું ઉચ્ચ ગિરિને શૃંગ,
કોઇ નાહિં એની સંગ. ૧

ઉજળું બરફ સમ સોહાય,
પાછળ શિલા શ્યામ જણાય;
કરતું કરુણ રવ કંઇ મંદ,
વિસરી સહજ નિજ આનંદ. ૨

પડઘા થાય ગિરિની માંહ્ય,
સુણી તે ભુલ માંહી ભમાય;
જાણે બોલી મોરી માય,
દેખે નહિં અધિક અકળાય. ૩

કરતું અધિક ઉંચો નાદ,
ધરતું માડી કેરી યાદ;
ચોગમ બાળ જોતું જાય;
વાંકી ધવળ ડોક સુહાય. ૪

નીચે ગાઢ ઝાડી ઘોર,
માંહી સાવજોનો શોર;
સુણીને બાળ શું ગભરાય!
ક્યાંથી માડી સોડ ભરાય? ૫

"ધીરજ ધર તું વા'લા બાળ!
આ હું આવું છું તત્કાળ."
બોલી એમ મેં તે વેળ,
ટેકરી ટોચ પર જઇ સે'લ, ૬

લીધું ગોદમાં અજબાળ,
ચુંબન કીધલાં દશ વાર;
ઉતરી કઠણ પર્વત વાટ,
મૂક્યું બાળ જ્યાં હતી માત; ૭

લાગ્યું ધાવવા તત્કાળ
મારૂં મીઠું અજનું બાળ;
ને જો! નદીમાં અજશાવ
ધાવે માતને ધરી ભાવ! ૮

થાતાં તૃપ્ત છૂટયું એહ,
શોભા અધિક ઉજળી દેહ;
નાચ્યું શિશુ ધરી ઉછરંગ,
નાચ્યું હૃદય મુજ તે સંગ. ૯

નરસિંહરાવ.

## ૮૧

# શ્રવણ.

( ઓખા હરણની ઢાળ. )

ગંગા તીરે સુંદર ગામ,
રહેતા બ્રાહ્મણ ધર્મનાં ધામ;

સત્ય શીલ દયાને દાન,
નીતિ ભક્તિમાં પૂર્ણ તમામ.

શ્રવણ નામે તેમાં એક,
માતપિતા છે બુઢાં છેક;

ઢીલાં ગાત્ર ને અંગ અપંગ,
બંને આંખે બંને અંધ.

શ્રવણ માતપિતાનો ભક્ત,
રહેતો સેવામાં સર્વથા રક્ત;

બોલ્યા પહેલાં ઉપાડે બોલ,
તોલ પ્રભુ સમ ગણતો અમોલ.

ધન કાંઇ ન હોતું પુત્રની પાસ,
પણ ઉરમાં તીરથની આશ;

ઇચ્છા પુત્રે તેઓ તણી જાણી,
કરવું કેમ સૂઝે નહિં કાંઈ,

પાણી લાવતો કાવડ કરી,
યુક્તિ એક તે પરથી જડી;
કરી કાવડ એક મજબૂત,
બંને પાસે તે પૂરી સાબૂત.
એકે મા અને બીજે બાપ,
બંને પાસ બેસાર્યાં આપ;
માને બાપના કોડ જ પૂરવા,
થયો તત્પર, નીકળ્યો ફરવા;
ઇચ્છા માબાપની પૂરી કીધી,
પિતૃભક્તમાં પહેલ જ લીધી;
થયું જાણીતું શ્રવણ નામ,
હોજો એવા પુત્રો ઠામ ઠામ.

(મળેલું.)

---

૮૨

## પિતૃ ભક્ત.

૧

અનુષ્ટુપ.

ઇટાલી દેશ છે એક, સારો તે મશહુર છે,
ઘણાં વર્ષો પહેલાં ત્યાં, રોમ રાજ્ય હતું જૂનું;
શૂરા જ્ઞાની કળાવાન, બધી વાતે હતા પૂરા,
રોમનો રોમના લોકો, આર્યો જેવા થઇ ગયા.

૨

જ્વાળામુખી પહાડો ત્યાં, એક બે બહુ ત્રાસદા,
ફૂટે ફાટે ઝરે આગ, લાવા પ્રેરે સહુ દિશા.

૩

ડુંગરો મધ્યમાં પોલો, હોયે કાણું અણી પરે,
નીકળે ધૂમ્ર ગોટા ને, તે સાથે ભડકા સરે,
પેટાળામાં કડાકા ને, ભડાકા ખૂબ થાય છે,
ને પછી બહુ જોરથી, કાણામાંથી રસો વહે,
તાતાં તેલ થકી ઊના, નીકળે રસના ઝરા,
ટાળી બાળી કરે નાશ, જ્યાં ત્યાં તે રસ જઇ પડે,
આવા ડુંગરાઓને, જ્વાળામુખી કહે બધા,
ઉનો ને ઉકળતો જે, રસ લાવા કરી કહે.

૪

શાર્દૂલ વિક્રીડિત.

આવો એક પહાડ ફાટી નીકળ્યો,
જ્વાળા સરે આગની,
લાવા ચોદિશ ધોધબંધ વહતો,
બાળે પ્રજાળે બધું જ,
નાનું ગામડું એક તેની નજીકે,
વર્ષો થયાં ત્યાં હતું;



'માત ને તાત.....બેસાર્યાં ખાંધ ઉપરે.' પૃષ્ઠ ૧૦૩.

જ્વાળામુખીથી જાણીતું બહુ હતું,
ત્રાસો કંઈ કં સહ્યા.

આપે ત્રાસ અધિક આ વખત કં,
ચિન્હો હતાં એ સમાં;

જાણી ચેતી જ નાશ ભાગ સઘળા
લોકો કરી ત્યાં રહ્યા.

લીધાં વસ્ત્ર ઝવેર જે બહુમૂલાં,
લીધાં ઘરેણાં બધાં;

નાસે લોક લઇ લઇ સહુ પુંજી,
આશા બધું રક્ષવા.

૫

અનુષ્ટુપ.

ઘર એક હતું સાદું, નાનું સુંદર શોભતું,
તે માંહિથી ધસ્યો એક, જુવાન લઈ બે જીવો.

માત ને તાત તો તેનાં, આજારી ને વયોવૃદ્ધ,
આય ન્હોતી ચાલવાની, તેમનામાં કંઇ રહી.

તેથી પેલા જુવાને તો, બેસાર્યાં ખાંધ ઉપરે,
ભાર બોજ ગણ્યો નાંહિં, નાઠો જ્યાંહીં નસાય ત્યાં.

હતો પૈસો કંઇ પુંજી, લેશ ના કંઇ કાળજી,
તેણે જરી કીધી તેની, ઉગારી પુંજી ઉત્તમ.

૬

વસંતતિલકા.

લોકો બધા ધન કહી કરતા પુકાર,
જોઇ રહ્યા અજબ એ નરના વિચાર;
શાબાશ છે ! જગ કહે તુજ પિતૃભક્તિ !
શાબાશ છે ! અમર તારી રહોજ કીર્તિ !

( મળેલું. )

---

૮૩

## માખી બોલી મુખ થકી.

દોહરા.

માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ,
જઇ આવું હું જયાં સુધી, ઉડીશ મા આકાશ.–૧
ઉકળે છે ઉનામણો, જે તે પાસે જાય,
ચૂકે ફરતાં ચોટ તો, જીવનું જોખમ થાય.–૨
એમ કહી એ તો ગઇ, બચ્ચું બુદ્ધિ બાળ,
દિલમાં ડાહ્યંપણ ડોળવા, તે લાગ્યું તત્કાળ.–૩
ઘરડાં તો વાતો ઘણી, કરે વધારી વહેમ;
ઉડી ફરતાં આટલે, કહો મરીશ હું કેમ.–૪
એમ કહી ઊડી ગયું પહોંચ્યું પાણી પાસ,
અંજાઇ એમાં પડયું, વળતી થયું વિનાશ.–૫

ભોળવ્યું મરતાં બોલ તે, જે ચાલે આ ચાલ,
માન નહિ માબાપનું, તો તેના આ હાલ—૬

કવિ દલપતરામ.

---

૮૪

## ઉંદરજીની છેલાઇ.

દોહરા

૧

ઉંદરજીએ બાંધી પાઘ, ચશ્માં બેશ ચડાવ્યાં નાક;
ચીં ચીં કરતા નીસર્યા બહાર, જાણે શૂરા છે સરદાર.

હાથે સોટી લીધી એક, મારી બાઇને પાંચ દશેક;
માએ ઠપકો દીધો ખૂબ, ફુક્કડભાઇ તું દરમાં ઘૂસ.

આ શા ડોળ અને ડમાક, છકીશ તો નહિ થાએ લાભ;
ઉંદરજી તો માને નહિ, દરમાં તે તો જાએ નહિ;
માએ બાપે સૌએ ખૂબ, બોલાવ્યા પણ સૌને ચૂપ.

નાકે ચશ્માં શિરે પાઘ, હાથમાં સોટી ડોળ ડમાક;
ચીં ચીં કરતા ફેરા ફરે, કોઇનું કાંઇ નવ કાને ધરે.

૨

એવે આવ્યાં બીલ્લી બાઇ, ઉંદરજીની જુઓ છેલાઇ!
સોટી ફેંકી દોડયા જાય, ચશ્માં ફુટયાં વાગ્યાં પાય.

દોડે દોડે ત્યાં તો પાઘ, પડી ગઇ, અટવાએ પાગ,
ફાંફાં ફાંફાં મારે બહુ, (પણ) પાઘના આંટા કેદી કરે.
અરે બિચારા! હવે શું કરે ? બીલ્લીબાઇનો પંજો પડે!
પહેલાં પંજો ને પછી દાંત, બીલ્લીને રહે શાની બ્રાંત ?
ઉંદરજી! મારા ઉંદર ભાઈ? ક્યારે કરશો હવે છેલાઇ ?

(મળેલું.)

---

૮૫

## પ્રહ્‌લાદનો નિશ્ચય.

રાગ કલ્યાણ.

મુને વહાલું વહાલું વહાલું દાદા, રામજીનું નામ,
મારે અવર વિદ્યાતણું, નથી કાંઇ કામ;
મુને વહાલું વહાલું વહાલું દાદા રામજીનું નામ.—ટેક

જુવો રે પિતાજી, આણી મુજપર પ્રીત;
મારી પાટીમાં લખાવો, રૂડાં ગોવિંદજીનાં ગીત. મુને૰

મારે મન માધવ, કૃષ્ણ મુકુંદ મોરાર,
ભજું મધુસૂદન, કેશવ આપે કિરતાર. મુને૰

મારે દામોદર, અવિનાશી રે અનંત
મારે ભજવો છે, ભકતવત્સલ ભગવંત. મુને૰

મારે શ્રીવર સુંદર વર જો સુદાત;
મારે નારાયણ, પ્રભુ નિર્ગુણ નાથ. મુને૰

મારે પુરૂષોત્તમ, પરિબ્રહ્મ વસુદેવ;
મુખ ભૂધર ભજવાની પડી બહુ ટેવ. મુને૦

હું તો હૃદે માહે લખી રાખું રામ ગોવિંદ;
વળી તન મન ધન, મારે સચ્ચિદાનંદ. મુને૦

મારા વદનમાં, વસ્યો વિઠ્ઠલ વિશાળ;
તેણે વિસરતો નથી, હુંને મદન ગોપાળ, મુને૦

મારે શ્રવણે શ્રી રામનું ગાન;
મારે રામજીનું સ્મરણ, રામજીનું ધ્યાન મુને૦

મારે વિષ્ણુનું વદન સેવન શ્રી રામ;
મારે ધર્મ ને કર્મ, તે સાચો સુંદર શ્યામ. મુને૦

હું તો સદાને સર્વદા, શ્રી હરિ કેરે શરણ;
કીધું આપ સમર્પણ, પ્રભુજીને ચરણ. મુને૦

મારે ધરણીધર પર, દઢ થયો વિશ્વાસ,
હું તો જન્મ જન્મ થકી, દેવ કેરો દાસ. મુને૦

મારૂં જગતમાં જિહાં, લાગી કલેવર ક્ષેમ;
મારે તપ તીરથ પર, લાગ્યો પૂરણ પ્રેમ. મુને૦

મારે નિર્ધનનું ધન, છે સારંગપાણ;
મારા મંદિરમાં જો તે જડી, મોતીડાંની ખાણ મુને૦

હું તો મૂકું નહિ મુખથી, વિષ્ણુનાં વખાણ;
હું તો પુરે પ્રેમે ભજન, કરૂં પુરૂષ પુરાણ. મુને૦
હું તો વિદ્યા તણું વસ્ત્ર તપાસ્યું રૂડી રીત,
ચારે વેદ વલોણામાં, વિષ્ણુ નવનીત. મુને૦
એ ઉંડા ભવસાગરમાં, પ્રભુ નામ છે નાવ,
નાવે માનવી દેહ વિના, બેઠા કેરો દાવ. મુને૦
એવા જગજીવન, ત્રિભુવન પ્રાણ;
કોણ સિંધુ માંહે કુદી પડે, મેલી મોટાં વહાણ? મુને૦

પૂર્વ છાયા

મેલી મોટાં વહાણ રે, સાગરમાં શાને પડો;
ભવજળ તરવા પાર રે, રામ નામ નાવે ચડો.

કાળીદાસ

---

૮૬

## નાગ દમણ

વળી વિવેકે કરી વખાણું;
પ્રભુએ પ્રાક્રમ કીધ.
હાથ થકી હળવે હરજીએ,
દડો દોડાવી દીધ;
દડો દોડાવી દીધ તે દડિયો,
જલ કાલંદી દ્રોહમાં પડિયો;

ઇચ્છા ઓળખિ સહુ અકળાણું.
વળી વિવેકે કરી વખાણું.

પાછળ થકી પધાર્યા પોતે,
પાણીમાં કરી પ્રવેશ;

નાગણુના ગણુ નયણે નરખી,
કરતી ઘણો કલેશ;

કરતી ઘણો કલેશ કળકળતી,
ગદગદ કંઠે થઈ ગળગળતી;

મોહ પામી મુખ સુખમાં જોતે,
પાછળ થકી પધાર્યા પોતે;

કોમળ કમળ કુસમ છે કાયા,
સર્વાંગે સુકુમાર;

કયમ આવ્યો ઠહે કેનો કુંવર,
નામ હેને નિર્ધાર.

નામ હેને નિર્ધાર તે મુખે,
મૃત્યુ માગિ લીધું શે દુઃખે;

માત તાતે ઉવારી માયા,
કોમળ કમળ કુસુમ છે કાયા.

કૃષ્ણ—નાગણી નીર ભરો કાં નેણે,
નિશ્ચે કહું છું નામ,

કહાન કુંવર હું નંદજિ કેરો,
ગોકુળ મારૂં ગામ;

ગોકુળ મારૂં ગામ તે ગમતું,
દુષ્ટ દુર્મતિ કોય નથી દમતું;

નિર્વિષ નીર કરવું કહું વેણે,
નાગણિ નીર ભરો કાં નેણે.

નાગણી—વપુ ચિત્તને વચે વિચારે,
વદને વદને વાત,

સુણશે સર્પ તો દર્પ ઉતારશે,
કરશે કાળી ઘાત;

કરશે કાળી ઘાત તે તારી,
માટે માન શીખામણ મારી;

પ્રથમ કહું પરિણામ પ્રચારી,
વપુ ચિત્તને વચે વિચારી.

કૃષ્ણ—કાળનો કાળ હું કહાન કહેવાઉં,
નાગણિ નિશ્ચે જાણ;

નાક ચિરીને નાથ લૈ ઘાલું,
ચાલું હાથ નિરવાણુ;

ઝાલું હાથ નિરવાણુ ઝડપથી,
અહિં આવ્યો છું એ જ અડપથી;

કમળ કંસને કાજ લેઇ જાઉં,
કાળનો કાળ હું કહાન કહેવાઉં.

કવિ—વિષમ વેણુ લાગ્યાં વિષધરને,
કારમો કીધો કરોધ;

બળ કરી બળબંધુને બાઝયો,
વાધ્યો ઘણો વિરોધ;

વાધ્યો ઘણો વિરોધ તે વળગ્યો,
અંગથી અહિ ન થાય અળગો;

સહજ ક્રીડા સરખું શ્રીવરને,
વિષમ વેણુ વાગ્યાં વિષધરને.

પ્રભુએ પ્રૌઢ સ્વરૂપ ધરીને,
એવું વધાર્યું આપ;

કંધ કુટે પણ બંધ ન છુટે,
સંધથી તુટે સાપ;

સંધથી તૂટે સાપ સંકળાણો,
આરતથી અહિપતિ અકળાણો;
ઉભી નાગણિ નમન કરીને,
પ્રભુએ પ્રૌઢ સ્વરૂપ ધરીને.
નાક ચિરીને નાથ લેઈ ઘાલી,
નાચે નંદ કુમાર;
નંદને મન આનંદ થયો નરખી,
હરખી જશોદા નાર;
હરખી જશોદા નાર મળતાં,
ગોપમાં થયો સંતોષ સાંભળતાં;
ચોદશથી સહુ આવ્યું ચાલી,
નાક ચિરીને નાથ લેઈ ઘાલી.

રેવાશંકર

---

૮૭

## ધ્રુવ અને નારદ ઋષિ.

નારદ—નારદ કહે શીદ જાઓ છો,
શું છે તમારે કામ;
કોણ તમારાં માતપિતા,
શું છે તમારૂં નામ;



ધ્રુવ અને નારદઋષિ. પૃષ્ઠ ૧૧૨-૩.

ધ્રુવ—મારૂં નામ છે ધ્રુવ નિર્ધાર,
મારા પિતાને એ છે નાર,

રાવ રાણા બેઠા સહુ રંગ,
ઉત્તમને તેડયો ઉછંગ,
જે જે વૈકુંઠરાય.

ઉછંગે બેસવા હું ગયો મારી,
ખાંત હૈયાની ખોલી;

દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે,
અપર મા એમ બોલિ;

અપર કહે અભાગણી કેરા,
જો સુખ વાંછો વન જાઓ વેલા;

ફરી જનમ લે મારે પેટ,
તો તને રાજ અપાવીશ નેટ—જે જે૦

નેટ નારદ કેમ ભોગવું,
એનું આપ્યું ધન;

સભા સઘળી દેખતાં,
મને કહ્યાં કઠણ વચન;

કઠણ વચન તે કેમ વિસરે,
લોઢા સમ હોય તો નીસરે;

ખડગ તણો તો સહિયે ઘાય,
પણ એ બોલ સહ્યા નવ જાય—જે જે૦

નારદ—જા રે ઘેલા અત્યારથી,
તે તું એવડો શો ધરે કાળ;

માન કુમાન શું તારે,
તું તો પાંચ વર્ષનું બાળ;

બાળકને મા ધરવા બોલ,
ખાઓ પીઓને કરો કલોલ;

અપર માનાં એવાં હેત,
વિસારીને વાળો ચેત—જે જે૦

ધ્રુવ—ચિત્ત તે કઇ પેર વાળિયે મને,
બોલાવ્યો નહિં બાપ;

કશાયમાં લેખ્યો નહિં હુંને,
ઉકળું છું તે તાપ;

નારદ—તાપ કુંવર નહિં આણીએ રતિ,
સુખ દુઃખનું કોઇ સરિગત નથી;

હરિયે નિમ્યું તેમ જ હોય,
કર્યાં કર્મ છોડાવે નહિ કોય—જે જે૦

કો કાળે વૃદ્ધિ હાણુ છે તેનો,
ન ધરો હર્ખને શોખ;
અણચિંતવ્યું જે આવી મળે,
તેનો ધર સંતોષ;
સંતોષિ કુંવર ઘેર પધારો,
અપર માના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું,
રાજ અપાવું ને માને સહુ—જે જે૦

ધ્રુવ—સભામાં શું દેખાડિયે,
સાકોમાં વળિ નાક;
સભામાં જ્યારે શોભશું,
મન પુરશે અભિલાખ;
લાખ લાખેણો, કરશે હરિ,
ત્યારે મંદિર આવીશ આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે,
તો પ્રાણ તજિશ બહુ બળે—જે જે૦

કાલિદાસ

૮૮

# વિદ્યાર્થીની ઉર્મિ.

વિદ્યાર્થીની ઉર્મિ ન હોય અન્ય,
વિદ્યાની પ્રાપ્તિ ઉર એ ઉમંગ!

વિદ્યાર્થીનું ચિત્ત ન અન્ય યાચે,
વિદ્યા જ વિદ્યાર્થી સદાય વાંચ્છે!

વિદ્યાની સેવા મુજ ચિત્ત ચાહે,
આયુ બધું અર્પવું એ જ રાહે!

સ્હેલી ન પ્રાપ્તિ, પણ પ્રિય તોયે,
પ્રયત્ન પ્રાપ્ત્યર્થ, સદા કરૂં એ!

વિદ્યાથી અન્ધાર વિલુપ્ત થાય,
વિદ્યાથી વૃદ્ધિ જ વિભાની થાય;

વિદ્યાથી હૈયું હરખે ભરાય,
વિદ્યાથી સંતોષ સુખે પમાય!

વિદ્યા થકી ઐક્ય ઉરે રચાય–
સંસાર સંતાપ બધા કપાય!

વિદ્યા થકી વિઘ્ન બધાં વિલાય,
શાન્તિ અનેરી ઉરમાં સ્થપાય!

વિદ્યા થકી ગૂઢ પમાય જ્ઞાન,
સદા ગવાતાં ઉર શાન્તિ ગાન!

રચાય વિદ્યા થકી એક તાન–
સંસારમાં અન્ય રહે ન ભાન!

ક્રમે ક્રમે ઉજ્જ્વલ ઉર થાય,
હૈયે ન સંકુચિત હર્ષ માય!

એ ઉચ્ચ વિદ્યા તણી પૂર્ણ સેવા,
કરૂં સદા જીવનમાં સુખે આ!

હું બ્રહ્મચારી અથવા ગૃહસ્થ,
યુવાન કે વૃદ્ધ છતાં તટસ્થ—

રહી, કરૂં નિત્ય ઉપાસના એ
ઇચ્છા—બધા જીવનમાં—ઉરે છે!

વિદ્યાર્થીનું જીવન વ્યર્થ શાને—
મળે યદિ ઇષ્ટ ન અન્ત પૂર્વે?

મળી ચૂક્યું તે ન મળ્યું થશે ના,
બાકી રહ્યું તે મળવાની આશા!

વિદ્યાર્થીની આશ સદા ફળે છે!
શું વ્યર્થતા એ કહિયે સહે છે?

અપૂર્ણ આશા યદિ કૈં રહે છે—
તે કોઈ કાલે પણ પૂર્ણ થાયે !
વિદ્યાર્થીની ઉર્મિ ન અન્ય કૈં છે !
વિદ્યાર્થીની ઉર્મિ અનન્ત આ છેઃ—
“વિદ્યાની સેવા મુજ ચિત્ત ચાહે,
આયુ બધું અર્પવું એ પ્રવાહે !

જ્ઞાનસુધા—અક્ટોબર ૧૯૦૮

---

૮૯

## બલવીર બાળકો.

આશાની ધુન.

બાળકો ! બલવીર બનિયે,
બાળકો ! બલવીર.

વીર વિક્રમ સમ વિચરિયે,
સ્થિર પદ પાછાં ન ભરિયે,
પંથ પ્રગતિના વિચરિયે.
બાળકો ! બલવીર.

સત્ત્વના રસ પાન કરીયે,
સત્યનાં જ્યોતિ જ ઝીલિયે;
પ્રબળ નિર્મળ દેહ ધરિયે,
બાળકો ! બલવીર.

સ્નિગ્ધ નિર્ભય મીટ ભરિયે,
બોલ ઉજળા ફુલ વદિયે,
આત્મદર્શન એમ ધરિયે,
બાળકો ! બલવીર.

દેવના તો દૂત બનિયે,
ચેતના દીન ઉર ભરિયે,
સ્વર્ગ સુંદર એમ રચિયે,
બાળકો ! બલવીર.

લલિત.

---

૯૦

## હિન્દ બ્રિટનના અમે બાળકો.

હિન્દ બ્રિટનના અમે બાળકો
અમ નૃપેન્દ્ર પંચમ જયરાજ,
સ્વદેશ હિન્દુસ્થાન અમારે
સ્વરાજ્ય અમ હિન્દી સામ્રાજ્ય.

હિન્દ બ્રિટનના અમે બાળકો
બ્રિટન અમ બાહુ બળવંત;
સ્તમ્ભ હિન્દીજન અમે બ્રિટનના
પ્રભુરચિત એ ઋણાનુબન્ધ.

હિન્દ બ્રિટનના અમે બાળકો
ધ્વજા એકતાની ધરનાર;
બ્રિટનનું સ્વસ્થાન હિન્દ અમ
મહારાજયને મ્હલાવનાર.

લલિત.

---

૯૧

## કોણ ધરાયું.

ઝીલો ઝીલોને અમૃત ધાર રે
ઝીલતાં કોણ ધરાયું ?
પીયો પીયોને અમૃત ધાર રે
પીતાં કોણ રે ધરાયું ?
વસો વસોને વૈકુંઠ ધામ રે
વસી કોણ રે ધરાયું ?
એ અનન્ત હૈયાના હેત રે
પામી કોણ ધરાયું ?
એ સહસ્ર સૂરજની આંખ રે
નીરખી કોણ ધરાયું ?
એ કોટિક ચંદ્રનાં તેજ રે
સીંચી કોણ ધરાયું ?
એ દયાના દશશત દરિયાવ રે
પાર કોથી પમાયું ?

પામો પીયો પીયો દીયોને દાન રે
દેતાં કોણ ધરાયું ?

મૂળજી દુર્લભજી વેદ

---

૯૨

## મહૂલી.

[ "કાનુડો ન જાણે મારી પીડ" મીરાંના એ ભજનની ધુન ]

મહૂલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !

વૃક્ષો વેલડિયોવાળાં,
કુમળાં ફળ ફુલ રસાળાં;
લઇ જાવ લ્હાણાં એ લગીર !
સંતો વ્હાલાં !

મનની કંઇ મોજ મજાઓ,
રસિયાં ઉરનો કંઇ લ્હાવો,
લેવાને આવજો લગીર !
સંતો વ્હાલાં !

સ્હામે સંસારી વિલસે,
વચ્ચે જીવનસરિતા વ્હે;
રેલવિયે ત્યાં રસરંગ લગીર !
સંતો વ્હાલાં !

ઉડવાય સફર સહુધારી,
સુખ દુઃખની કંથા ધારી;
આનંદ ઓર એ લગીર !
સંતો વ્હાલાં !

લગની સ્હેવા સ્હાવાની
ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર !
સંતો વ્હાલાં !

મઢુલી મજાની પેલે તીર,
સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર !

લલિત.

---

૯૩

## વ્હાલાંઓને ઉપદેશ.

[ ઓધવજી સંદેશો–એ રાગ ]

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં;
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી;
અધિકારી છો જેના માનવ માત્ર જો !

એક પિતા પરમેશ્વર જાણો આપણો:
નિકટ સગાંઓ સમજો ભાઇ બહેન જો !
નીકો ન્હાની મોટી જે જીવો તણી:
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
હસનારાંઓ સાથે હસવાનું ઘટે;
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં:
ઉંચાં ચડશો સ્ત્રી પુરૂષો સૌ એમ જો !
**भूतदया** છે ધર્મ બધાના મૂળમાં:
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયા સાગર, યાચંતાં આપજો:
દીન જનોને અમને એનો લેશ જો !

મણિશંકર રતનજી ભટ્ટ.

---

૯૪

## મેમાનને વિનંતિ.

(કાફી.)

અમે તો આજ તમારા,
બે દિનના મેમાન;
સફળ કરો આ સહજ સમાગમ,
સુખનું એજ નિદાન—અમે૰

આવ્યા જેમ જશું તે રીતે,
સર્વે એમ સમાન;
પાછા કોઇ દિને નહિં મળીએ,
ક્યાં કરશો સન્માન ?—અમે૦
સાચવજો સંબંધ પરસ્પર,
ધર્મે રાખી ધ્યાન,
સંપી સદ્‌ગુણ લેજો દેજો,
દૂર કરી અભિમાનઃ—અમે૦
લેશ નથી અમને અંતરમાં,
માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી,
તો પ્રિય કરજો પાનઃ—અમે૦
કેશવ હરિએ કરૂણા કીધી
ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહે છે તેને,
થાય ન જરીએ જાન.—અમે૦

કેશવલાલ હરિરામ

---

૯૫

## રમતા રામ.

અમે તો સદાય રમતા રામઃ
અમારો ધર્મ એ જ આરામ !
બ્રહ્મચર્યનું તેજ અમોમાં
ઝગમગતા ઝળકાવે રામઃ

સંત સંગથી પંથ સત્યને પળતાં,
ઉર ઉછળે અભિરામ;
અમે તો સદાય રમતા રામ.
વિચારમાં કોમળ, આચારે કઠોર,
થાવાનો અભ્યાસ;
સ્વજન સમાં સઉને સ્હાવાં સ્હાવાં
એ સંસાર તણો તો સાર;
અમે તો સદાય રમતા રામ.

લલિત.

---

૯૬

## રામ સ્મરણ

પદ.

ઘટ ઘટમાં તૂં રામ
રામ ઉપજાવે રામ બચાવે,
મારે તે પણ રામ–રામ રામ રે ઘટ ઘટ૦ ૧
રામ સુમતિ દે, રામ કિરતી દે,
દે મુક્તિ પણ રામ–રામ રામ રે ઘટ ઘટ૦ ૨
રામ ભિતરમાં, રામ બહિરમાં,
સહુનો સાક્ષી રામ–રામ રામ રે ઘટ ઘટ૦ ૩

નર્મદશંકર.

---

૯૭

## હરિ શરણ.

હરિ ! હરિ ! તમ શરણે,
હરિ ! હરિ ! તમ ચરણે;
હરિ ! હરિ ! તમ નમણે,
શરણે, ચરણે, નમણે નાથ સ્વીકારજો, સ્વીકારજો.

હરિ ! હરિ ! આપ દગે,
હરિ ! હરિ ! આપ રૂપે;
હરિ ! હરિ ! આપ સુખે,
એ દગ રૂપ સુખના નેહને નાથ ઝીલાવજો, ઝીલાવજો.

હરિ ! હરિ ! જગ અનૂપે,
હરિ ! હરિ ! સહુ સજને;
હરિ ! હરિ ! નિજને રૂપે;
અનૂપે, સજને, નિજરૂપે સ્વરૂપ દેખાડજો, દેખાડજો.

હરિ ! હરિ ! સહુ જીવને,
હરિ ! હરિ ! સહુ જગતે;
હરિ ! હરિ ! નિજ કુંજે.
જીવને, જગતે, નિજ કુંજે નાથ ! નિભાવજો, નિભાવજો.

મૂળજી દુર્લભજી વેદ.

---

સમાપ્ત

# અનુક્રમણિકા.

( કાવ્યના શરૂઆતના શબ્દો પ્રમાણે )

